# સ્મૃતિભ્રંશ

અથવા

# શાપિત શકુન્તલા

મનઃસુખલાલ ઝવેરી

# સ્મૃતિભ્રંશ અથવા શાપિત શકુન્તલા

મહાકવિ કાલિદાસ પ્રણીત:

अभिज्ञान शाकुन्तल

ના

સંસ્કૃત પરથી ગૂજરાતીમાં છાયારૂપે અનુવાદ કરનાર

મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

જામનગર.

પ્રકાશક:

આર આર. શેઠની કુંપની

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

પ્રીન્સેસસ્ટ્રીટ: મુંબઈ નં. ૨.

મૂલ્ય બાર આના.



પરમપૂજ્ય

સદ્ગુરુદેવ

રામેશ્વરદત્તજીને

: ચરણે :

જૂનું જ સારૂ નથી કૈં બધું યે,
નવું નથી કાવ્ય સદા ય નિન્દ્ય;
સન્તો પરીક્ષા કરીને જ પૂજે,
દોરાય મૂઢો પરબુદ્ધિદોર્યા.

: કાલિદાસ :

# : પ્રસ્તાવના :

બબ્બે હજાર વર્ષ થયાં સાહિત્યાકાશમાં ધ્રુવશા નિશ્ચલ ને સદા પ્રકાશવંતાં રહેલાં શાકુન્તલની વસ્તુસંકલના આજે વીસમીસદીના શિષ્ટ ગૂજરાતીઓને સમજાવવી પડે તેમ નથી. તેનું મનોરમ કલાવિધાન, તેની સચોટ ને પૂર્ણ ઉપમાઓ, તેનું અખંડ માધુર્ય, તેનો અસ્ખલિત રસપ્રવાહ ને તેનું હૃદય—ડોલાવંતું ભાષાલાલિત્ય : એ સર્વ પર આજ સુધીમાં એટલા બધા વિદ્વાનોએ પોતાની કલમને સાર્થક કરી છે કે તેના પર આજે કશું યે લખવું તે **पिष्टस्य पेषणम्** જ થાય:

શાકુન્તલની સાવ સાદી છતાં સાવ નૈસર્ગિક રચનાએ અનેક પાશ્ચાત્યોનાં હૃદય આકર્ષ્યા છે. અનેકે તેમાંથી પ્રેરણા પીધી છે. અનેક પીએ છે ને હજી યે સૈકાઓ સુધી પીશે. શાકુન્તલ માટે સંસ્કૃત સુભાષિતકારોએ **काव्येषु नाटकं रम्यं तत्र रम्यं शाकुन्तलम** કહીને કવિકુલગુરૂને પોતાની હૃદયાંજલિઓ અર્પી છે: તેના પુત્રીવિદાયના પ્રસંગે અનેકને રડાવ્યા છે. તેના, દુષ્યન્તની વિરહવ્યથાનાં વર્ણને ઘણા ય ને જડ જગત્‌ની પેલે પાર મૂકી દીધા છે. તેના સ્મૃતિભ્રંશના પ્રસંગે કેટલા ય ના દીલમાં દયાના દીવા પ્રગટાવ્યા છે. કેટલાં ય રસિક હૃદયોને તેની અદ્દભુત કલાએ પોતાનાં બનાવ્યાં છે શાકુન્તલને રસતીર્થે અનેક રસાત્માઓએ પુણ્યાવગાહન કર્યા છે. શાકુન્તલ એટલે **रम्यं रम्यतराणां रसतीर्थ** ॥

એવાં નાટકનો અનુવાદ કરવાની ઇચ્છા કોને ન થાય ? જગતની અનેકવિધ ભાષાઓમાં તેનાં ભાષાન્તર થયાં છે. આપણી સ્વલ્પ સાહિત્યવાળી ગૂજરાતી ભાષામાં પણ તેનાં છ એક ભાષાન્તરો થયાં છે. અને તેમાં સાતમું આ–ભાષાન્તર નહિ, પણ અનુવાદ,–ઉમેરાય છે.

સાધારણ રીતે આપણે ત્યાં ભાષાન્તરોને ને અનુવાદોને લગભગ એક સરખાં જ સમજવામાં આવે છે. પણ વસ્તુત: તેમ નથી. જેટલો તફાવત છબી અને તૈલચિત્ર વચ્ચે છે તેટલો જ તફાવત ભાષાન્તરો અને અનુવાદો વચ્ચે છે. પહેલાંમાં મૂળની રેખાઓ બરાબર ઉતરે પણ મૂળનું સૌન્દર્ય–રૂપસૌન્દર્ય અને રંગસૌન્દર્ય ન જ ઉતરે. બીજામાં તે બન્ને ઉતરી શકે. રેખાઓમાં કદાચ ન જેવો ફેરફાર થાય તો કંઇ કહેવાય નહિ: પણ, તૈલચિત્રનો ચિત્રકાર કંઈક કલ્પના અજમાવીને ય, છબી પડાવનારની આબેહૂબતા લાવવા તો મથે જ. કૌશલ્યની તો બન્ને પક્ષે એક સરખી જ જરૂર છે. અભિજ્ઞાનશાકુન્તલનો આ અનુવાદ છે:—ને તે ય છાયા રૂપે જ. ભાષાન્તર નહિ.

અનુવાદો વિશેનું મ્હારૂં મન્તવ્ય મ્હેં સુપ્રસિદ્ધ 'ગુજરાતી' પત્રની સાહિત્યપૂર્તિમાં ( પુ. ૮ અંક ૯–૧૦ ) કંઇક વિસ્તારપૂર્વક પ્રગટ કરેલું છે. સ્થળાભાવે. અંહી તેની પુનરાવૃત્તિ કરતો નથી.

જે અનુવાદ, અનુવાદ હોવા છતાં ય સ્વતંત્ર જેવો જ લાગે તે ઉત્તમ અનુવાદ: જે વસ્તુનો અનુવાદ કરવાનો હોય તેના શબ્દેશબ્દને વળગી રહેવાનો દુરાગ્રહ નહિ રાખતાં, તેને મનનપૂર્વક વાંચીને, ને તેનો સાર સમજી લઇને, મૂળનો ભાવ, ભાષાલાલિત્ય ને અર્થગાંભીર્ય બરાબર જળવાઈ રહે તેવી રીતે પોતાની ભાષામાં પરભાષાની કોઇ કૃતિને ઉતારવી તેનું નામ સાચ્ચો અનુવાદ:

એ ધ્યેયને વળગી રહેવાનો યથાશક્તિ પ્રયાસ કરીને આ અનુવાદ મ્હેં કર્યો છે.

જગતની કોઇ પણ વસ્તુ સર્વથા દોષરહિત નથી. મ્હારો આ અનુવાદ પણ નથી જ. તેમાં રહી ગયેલી કેટલીક

ભૂલો મ્હને સ્પષ્ટ દેખાય છે. કેટલી યે ધ્યાન બ્હાર પણ રહી ગઇ હશે.

સંસ્કૃત ભાષાના તદ્વિદોને તો હું મૂળ શાકુન્તલ જ વાંચી લેવાની ભલામણ કરૂં. કારણ કે અનુવાદો અને ભાષાન્તરો મૂળની છબી છે. મૂળ નથી. એ દ્વારા મૂળની છાયા કલ્પી શકાય. દર્શન તો ન જ થઇ શકે.

આ અનુવાદ કરતાં પહેલાં કવિશ્રી ન્હાનાલાલનું, પ્રો. ઠાકોરનું ને સ્વ. યાજ્ઞિકનું: એમ ત્રણ ભાષાન્તરો મ્હારાં વાંચવામાં આવેલાં. ( અલબત્ત, આ અનુવાદ થઇ રહ્યા પછી લાંબે વખતે સ્વ. ખખ્ખર કૃત અને રા. મગનભાઇ પટેલ કૃત ભાષાન્તરો વાચવાનો લાભ પણ મળ્યો હતો. ) તેથી, આના પર એ ત્રણે ય ભાષાન્તરોની છાપ, પરોક્ષ કે અપરોક્ષ રીતે, ઓછાવત્તા પ્રમાણમાં પડી હશે. એટલા પ્રમાણમાં યશભાગી એ વિદ્વત્ ત્રિપુટિ છે. તેમાં યે કવિશ્રી ન્હાનાલાલે તો આ અનુવાદનાં પ્રકાશન વિશે કેટલી યે અણમૂલી સૂચનાઓ આપીને મ્હને ઉપકૃત કર્યો છે. એટલો સવિશેષ યશ કવિશ્રીને.

અનુવાદના પદ્યવિભાગની રચના બહુધા સમશ્લોકી કરી છે: તેમાં લઘુગુરુની છૂટ બની શકે તેટલી ઓછી લેવાનો પ્રયત્ન કર્યો છે: પણ તેમાં હું સફળ થયો નથી: ભવિષ્યની આવૃત્તિઓમાં એ છૂટ, અને તેટલા પ્રમાણમાં, ઓછી કરી નાખવાનો વિચાર છે.

છેવટે, આ અનુવાદને ચિવટપૂર્વક વાંચી જનાર મ્હારા પ્રિય મિત્ર ત્ર્યંબકલાલ ગો. ઝવેરીનો અને મ્હને અનિર્વચનીય સહાય આપનાર ભાઇ જયન્તકુમાર સુ. ઓઝા અને ભાઈ અમૃતલાલ લીલાધર વગેરે કેટલાક મિત્રોનો આભાર માનતાં પહેલાં, મ્હને અનેકવિધ સહાય આપનાર મ્હારા પૂજ્ય

મુરબ્બી શ્રી. રામનારાયણભાઇ પાઠકસાહેબને ને ભાઇશ્રી, ગજાનનભાઈનો આભાર સહૃદય માની લઉં.

અને, આનું પ્રકાશન ભાઈ ઉમિયાશંકર જયરામ વ્યાસના અને આર. આર. શેઠની કંપનીના સંચાલકોના, આ અનુવાદ પ્રત્યેના પ્રેમને, અને તેમણે તે પાછળ સેવેલા શ્રમને જ આભારી છે. એ આભાર પણ કંઇ ન્હાનો સૂનો નથી.

એ સર્વેના આભારોનો બદલો શબ્દોદ્વારા તો કદિ યે નહિ વાળી શકાય:

અન્તે, જોડણીમાં ને મુદ્રણમાં કેટલેક સ્થળે રહી ગયેલી અશુદ્ધિઓ વાચકો દરગુજર કરે એ વિનતિ : **इत्योम्** ॥

વિ. સં. ૧૯૮૫ ના
માગશર શુદ બીજ
**જામનગર**

અનુવાદક:

: શુદ્ધિ :

**બીજા અંકના ૧૦ મા શ્લોકની ત્રીજી લીટી**

' અને પુણ્યોકેરાં ફળ પુરણસમું એ રૂપ વિમળું '

**નીચે પ્રમાણે સુધારી લેવા વિનતિ**

' મહાપુણ્યોનાં એ પુરણ ફળશું રૂપ વિમળું '

॥ શ્રી ॥

# સ્મૃતિભ્રંશ

અથવા

# શાપિત શકુન્તલા.

## -:સપ્તાંકી નાટક:-

### -પુરુષપાત્રો-

: સૂત્રધાર :

| | |
|---|---|
| દુષ્યન્તઃ | નાટકનો નાયકઃ હસ્તિનાપુરના રાજવીઃ |
| સર્વદમનઃ | તેનો પુત્રઃ |
| માઢવ્ય: ( વિદૂષક ) | રાજવીનો મિત્રઃ |
| સોમરાતઃ | રાજપુરોહિતઃ |
| કણ્વઃ ( કાશ્યપ ) | એક મહર્ષિઃ શકુન્તલાના પાલક પિતાઃ |
| વૈખાનસઃ, શાર્ઙ્ગરવઃ, શારદ્વતઃ, ગૌતમઃ, નારદઃ | કણ્વશિષ્યોઃ |
| મારીચઃ | એક પ્રજાપતિઃ દેવદૈત્યના પિતાઃ |
| રાજસાળોઃ | શહેરનો કોટવાળઃ |

ઉપરાંત કંચુકીઃ દ્વારપાળઃ સીપાઈઓઃ માછીઃ ઇન્દ્રનો સારથિ માતલિઃ રાજાનો સારથિઃ વૈતાલિકો અને બીજા આવે તે-

: : જે પુરુષપાત્રોનાં માત્ર નામજ બોલાય છે તે : :

| | |
|---|---|
| ઇન્દ્ર: | દેવતાઓના રાજા: |
| જયન્ત: | તેનો પુત્ર: |
| કૌશિક: | શકુન્તલાના જનક: |
| દુર્વાસા: | એક મહાપ્રભાવશાળી ઋષિ: |
| પિશુન: | રાજ અમાત્ય: |
| નારદ: | એક ઋષિવર: |

: : વગેરે : :

## -સ્ત્રીપાત્રો-

: : નટી : :

| | |
|---|---|
| શકુન્તલા: | હસ્તિનાપુરની રાણી: નાટકની નાયિકા: |
| અનસૂયા: પ્રિયંવદા: | તેની સખીઓ: |
| ગૌતમી: | કણ્વાશ્રમની એક વૃદ્ધ તપસ્વિની: |
| ચતુરિકા: પરભૃતિકા: મધુકરિકા: પ્રતીહારી: યવની: વગેરે: | રાજાની સ્ત્રી કિંકરો: |
| સાનુમતી: | શકુન્તલાની માસી તુલ્ય એક અપ્સરા: |
| અદિતિ: | મારીચ પ્રજાપતિની પત્ની: |

—ઉપરાંત આવે તે.—

—જે સ્ત્રીપાત્રનું માત્ર નામજ બોલાય છે તે.—

| | |
|---|---|
| મેનકા: | શકુન્તલાની જનની: |

## અંક પહેલો

**સ્મૃતિભ્રંશ:** **પ્રસ્તાવના:**

બ્રહ્મે જે આદ્ય સર્જ્યં, વિધિહુત હવિને જે વહે, નિત્ય હોતા,
જે બે કાલો રચે તે, શ્રુતિવિષયગુણે જે રહે વ્યાપી વિશ્વે;
કે'વાયે સર્વબીજપ્રકૃતિ, વળી વસી પ્રાણિમાં પ્રાણરૂપે,
કાયા પ્રત્યક્ષ આઠે સ્વરૂપથકી ધરે, તે સદા પ્રભુ રક્ષે. ૧.

( નાન્ધન્તે )

**સૂત્રધાર**—( નેપથ્ય તરફ જોઇને. ) નેપથ્યવિધાનથી મુક્ત થયાં હો તો, આર્યે ! આ તરફ જરા આવી જજો.

( દાખલ થઈને )

**નટી**—આ આવી. આર્યપુત્ર !

**સૂત્ર૦**—જુઓ દેવિ ! આ વિદ્વાન્ શ્રોતૃમંડળ બહુ રસિક છે. આજે આપણે તેમની પાસે કાલિદાસરચ્યું 'સ્મૃતિભ્રંશ' નામક નવીન નાટક ભજવવાનું છે. માટે દરેકે દરેક પાત્રનું ધ્યાન રાખજો: જો જો, હોં, ગફલત ન થાય:

**નટી**--અરે ! આર્યે જ્યાં તાલીમ આપી હોય ત્યાં ગફલત વળી કેવી, નાથ ?

**સૂત્ર૦**—એમ નહિ, દેવિ ! સાચ્ચું તો એ છે કે-

વિદ્વજ્જનોતણી ન જ્યાં સુધી થાય તૃપ્તિ,
માનૂં કલા ન મુજ પૂર્ણ પ્રયોગકેરી;
સંપૂર્ણ હોય યદિ શિક્ષિત તો ય તે યે,
કૌશલ્યમાં નિજ ધરે નહિ પૂર્ણ શ્રદ્ધા... ૨

**નટી**—બરાબર છે, નાથ ! પણ હવે શું શું કરવાનું છે આપણે ?

સૂત્ર૦—આ સભાજનોના કાન રંજન કરવા સિવાય બીજું શું હોય, દેવિ ? જુઓને, આ કેવી સરસ ગ્રીષ્મઋતુ બેઠી છે ? કેવી એ મ્હાણવા જેવી છે ? વળી પ્રિયે ! એ બેઠી છે ય હમણાં જ એટલે તેના વિશેજ કંઈ ગાઓને ! સાચ્ચેજ ! આ દિવસમાં તો

ક્રીડા જળે સુભગ ને અતિ રમ્ય લાગે,
મ્હેકન્ત વાયુ વનપાટલ પુષ્પગંધે;
છાયા તળે સુલભ કે સુખપૂર્ણ નિદ્રા,
સન્ધ્યા સમે દિવસની રમણીય શોભા... ૩

નટી—સાચ્ચું, ( એમ કહીને ગાય છે )

રેષા સુકોમળ તણી અણિ કૂંળી જેની,
પ્રેમે જરી-જરીક કૈં ભ્રમરે ચુમેલી;
તેવાં શિરીષ ફુલનો કુમળો દયાથી,
કર્ણે ધરંત પ્રમદા અવતંસ રૂડા. ૪

સૂત્ર૦— વાહ ! આર્યે ! કેવું સરસ ગીત ? આ સભામંડપ તો જુઓ ! ત્હમારાં ગીતથી એ કેવો મુગ્ધ બની ગયો છે ? જાણે ચીતરેલો જ હોય નહિ ! ત્યારે હવે, આપણે એમને કયો પ્રયોગ ભજવીને આરાધીશું ?

નટી—કેમ ? ભૂલી ગયા કે શું, આર્ય ? ' સ્મૃતિભ્રંશ ' નામનું નવીન નાટક ભજવવાનું આપે હમણાં જ ફરમાવ્યું 'તું ને ?

સૂત્ર૦—હા: હા: પ્રિયે ! એ ત્હેં ઠીક સંભારી આપ્યું: હું તો એ સા'વ ભૂલી જ ગયો'તો, કારણ કે

ખેંચાઇ હું ગયો ત્હારા એ સંગીત મનોહરે;
જેમ આ નૃપ દુષ્યન્ત વેગવંતા કુરંગથી... ૫

( એમ કહીને બન્ને જાય છે. )

—પ્રસ્તાવના—

(શર અને ચાપ હાથમાં ધરી રથારૂઢ રાજા સારથિ સહિત પ્રવેશ કરે છે.)

**સારથિ:**—(રાજાને અને મૃગને જોઇને) આયુષ્યમન્!

ધનુર્ધારી કરે, નાખી દૃષ્ટિ આ કાળિયાર શું,
મૃગ પાછળ દોડન્તા, શંભુ શું રૂપ આપનું. ૬

**રાજા**—આ મૃગ તો આપણને બહુ દૂર ખેંચી લાવ્યો, સૂત! ને વળી

હ્હેકાથી ડોક ફેરા, રથ શું ફરીં ફરી જોઇ કૂદે ત્વરાથી,
બાણોની બ્હીક ધારી, પુરવ તનુ વિશે પેસતો પાછલાથી;
હાંફી રે'તા મુખેથી, વિખરીં અહીં પડ્યા દર્ભ જો! અર્ધચાવ્યા,
આકાશે ફાળ ઊંચી ભરિ ભરિ ઉડતો: ભૂમિમાં સ્વલ્પ રે'તો. ૭

ને હવે તો તેના પર નાખી નજરે ય માંડ પહોંચે છે.

**સારથિ**—આ ભૂમિ ખરબચડી રહી ને આયુષ્મન્! એટલે મ્હારે રથનો વેગ ધીમો કરી નાખવો પડયો'તો, નહિ તો વળી, આ હરણકું આટલે સુધી ન્હાસી યે શકે? પણ હવે, રસ્તો સપાટ આવ્યો છે એટલે એ સહેલાઇથી આંબી લેવાશે.

**રાજા**—ત્યારે તો લગામ છૂટ જ મૂકી દે.

**સારથિ**—જેવી આયુષ્માનની આજ્ઞા: (રથનો વેગ નિરૂપીને) જુઓ, જુઓ, આયુષ્મન્!

કર્તા લગામ ઢીલી, પૂર્વતનુ પ્રસારી,
રાખી અડોલ કલગી, કરીં કાન ઊંચા;
સ્પર્શો ન ધૂળ ઉડીં જે નિજ વેગથી યે,
સ્પર્ધા કરી હરિણ શું હય આમ દોડે. ૮

**રાજા**—સાચ્ચેજ, આ તો ઇન્દ્રના ઘોડાને ય હંફાવે તેવા છે. અને

દિસે છે જે સૂક્ષ્મ સહજ બનીં જાયે વિપુલ એ,
અને જે વિચ્છિન્ન, દૂરથી દિસતું આખ્ખું થતું એ;
નિસર્ગેથી વાંકું દિસતું વળી સીધું નયનને,
નથી કાંઈ દૂરે, મુજ ન કંઇ પાસે રથ વિશે. ૯
હવે તો તે મર્યો જ સ્હમજી લે, સૂત!

( એમ કહીને શરસન્ધાન કરે છે. )

( નેપથ્યમા )

ન મરાય! ન મરાય! રાજન્! એ તો આશ્રમનો મૃગ છે.

**સારથિ**—( સાંભળીને ને જોઈને ) આ તો આપના શરની ને મૃગની વચ્ચે તપસ્વીઓ આવીને ઉભા છે, આયુષ્મન્!

**રાજા**—( ચમકી ) ર...ર...રથ થોભાવ ત્યારે...

**સારથિ**— જી...( કહીને રથ થોભાવે છે. )

( ત્યાં વૈખાનસ ને બીજા બે તપસ્વીઓ આવે છે. )

**વૈખાનસ**—એ મૃગ તો આશ્રમનો છે, રાજન્! તેને ન મરાય!

નહિજ, નહિજ બાણો છોડવાયોગ્ય ત્હારાં,
મૃદુ હરિણશરીરે જેમ અગ્નિ ફુલોમાં;
શર અતિશય તીક્ષ્ણ ક્યાં અરે! વજ્ર જેવાં,
જીવન ચપળ ભૂપ! ક્યાં બીચારાં મૃગોનાં? ૧૦
તેથી કૌશલ્યથી તાકયું બાણ આ ખેંચી લે, નૃપ!
શરણાગત રક્ષાર્થે હોય તે ન વધાર્થ એ. ૧૧

**રાજા**—જેવી આજ્ઞા ( બાણ પાછું ખેંચી લે છે. )

**વૈખા૦**—પુરૂવંશના ઉજાળણહારને તો આવુંજ શોભે.

ધારી જન્મ પુરૂવંશે, કર્યું કાર્ય સુયોગ્ય ત્હેં;
સર્વથા ચક્રવર્તી ત્હું પુત્ર સદ્દગુણી પામજે. ૧૨

**બીજા બે**–( હાથ ઉંચા કરીને ) સર્વોપર એકચક્રે રાજ્ય કરે તેવો પુત્ર પામજો, નૃપ !

**રાજા**–આપ સર્વેની વાણી ફળો.

**વૈખા૦**–અમ્હે સમિધ લેવાને માટે નીકળ્યા છીએ, રાજન્ ! પે...એ...લો માલિનીને તીરે દેખાય છે તે કુલપતિ કણ્વદેવનો આશ્રમ છે. આપને જો બીજું કોઈ ખાસ કામ ન હોય તો ત્યાં પધારીયે ને અતિથિસત્કાર સ્વીકારીયે. વળી,

રમ્ય તપોધન કેરી, વિઘ્ન વિનાની ક્રિયા સ્વયં નિરખી,
'સાધે કેટલી રક્ષા જ્યાચિહ્નાંકિત ભુજ મુજ' જાણીશ એ. ૧૩

**રાજા**–તે, કુલપતિજી ત્યાં વિરાજે છે કે ?

**વૈખા૦**–નાજી, એ તો પોતાની પુત્રી શકુન્તલાનું કંઇક પ્રતિકૂલ નિવારવા માટે સોમતીર્થ ગયા છે. ને તેથી, તેમના તરફથી અતિથિઓનો સત્કાર શકુન્તલાજ કરે છે.

**રાજા**–વારુ, ત્યારે તો હું તેમનેજ મળીશ. મહર્ષિજીને મ્હારાં વન્દન તે નિવેદશે.

**વૈખા૦**–ત્યારે અમ્હે હવે જઇએ. ( એમ કહીને બન્ને શિષ્ય સાથે જાય છે. )

**રાજા**–રથ ચલાવ ત્યારે, સૂત ! પુણ્યાશ્રમના દર્શન કરી પાવન થઇએ.

**સારથિ**–જેવી આયુષ્માનની આજ્ઞા : ( રથવેગ નિરૂપે છે. )

**રાજા**–વગર કહેજ એ તો જણાય છે, સૂત ! કે આ તપોવનનો આશ્રમ ભાગ છે.

**સારથિ**–કેમ વારુ ?

**રાજા**–કેમ ? એ તો આપોઆપજ દેખાય તેમ છે ! જોને !

કીરોના મુખથી પડેલ જવ આ, જોને, તરૂની નીચે,
લીસા પથ્થર ઇંગુદિફળ વળી તોડયે થયા તે ત્હણે;
ને ત્યાં, નિર્ભય દીસતા વિચરતા શબ્દો સહંતા મૃગો,
ન્હાઈ વલ્કલનીતર્યા જળતણા ચિહ્નોભર્યા આ પંથો ! ૧૪

**સારથિ**–સાચ્ચું.

**રાજા**–( થોડે દૂર જઈને ) તપોવનના નિવાસીઓને ખલેલ ન પહોંચે તે માટે રથ અહીંજ થોભાવ. હું ઉતરી જઉં.

**સારથિ**–( રથ થોભાવે છે. ) ઉતરીયે અંહી, આયુષ્મન્ ! રથ મ્હેં થોભાવ્યો છે.

**રાજા**–( ઉતરીને ) તપોવનમાં તો વિનીત વેશે જ જવાય. લે આ:

( કહીને સારથિને આભરણો અને ધનુષ આપે છે. )

અને ત્યાંથી હું પાછો આવું ત્યાં સુધીમાં ઘોડાને ધમારી લેજે.

**સારથિ**–જેવી આજ્ઞા. ( જાય છે. )

**રાજા**–( ફરતાં ફરતાં જેઇને ) આ રહ્યું આશ્રમનું દ્વાર. અંદર જઉં તો ખરો.

( દાખલ થાય છે ને હાથ ફરકતો હોય તેમ બતાવીને )

શાન્તિભર્યું આશ્રમપદ : ફરકે ય હાથ : ફળ તેનું અંહી શું ?
ના ! ના ! નિર્મિત કાજે ખુલ્લાં બધે થતાં દ્વારો. ૧૫

( નેપથ્યમાં )

આ તરફ, સખીઓ ! આ તરફ...

**રાજા**–( સાંભળીને ) અરે ! આ અવાજ તો દક્ષિણ તરફની વૃક્ષવાટિકામાંથી આવતો જણાય છે. ચાલ, ત્યાં જઉં. ( ફરતાં ફરતાં જેઇને ) અરે ! પણ ન્હાનાં ન્હાનેરાં છોડવાંને પાણી સીંચવા નીકળેલી આ તપસ્વીકન્યાઓ ઘડા

લઇને આ તરફ જ આવતી જણાય છે! (લક્ષીને જોઇ) વાહ! કેવાં મધુરાં સ્વરૂપ?

અપ્રાપ્ય ને વિમળ જો વનવાસીકેરૂં,
હોયે સ્વરૂપ રૂડું આ સખીઓ સમાણું;
ઉદ્યાનવેલ થકી જે ચ્હડતી ગુણોમાં,
જાયે ચ્હડી સહુ રીતે વનવેલ તેમાં. ૧૬

ચાલ ત્યારે, આ છાયામાં જ ઉભો રહીને રાહ જોઉં.

(હાથમાં ઘડા લઇને સખીમંડળસહિત શકુન્તલા આવે છે.)

**શકુ૦**—આ તરફ, સખીઓ! આ તરફ...

**અનસૂયા**—અલી શકુન્તલા! કાશ્યપબાપુને તો ત્હારા કરતાં ય આ આશ્રમનાં વૃક્ષો વધારે પ્રિય લાગે છે. નહિ તો, ત્હને—નવમાલિકાનાં ફુલ જેવી કુમળીને—ય કંઈ તેના ક્યારા સીંચવાનું કહે?

**શકુ૦**—પણ કંઈ, બાપુજીએ કહ્યું છે એટલે જ હું તેમ નથી કરતી. મ્હને ય તેમના પર મ્હારા માડીજાયા ભાંડુ જેવો સ્નેહ છે.

(એમ કહીને પાણી સીંચવા લાગે છે.)

**રાજા**—પેલી કણ્વપુત્રી શું આજ હશે? સાચ્ચે જ, ભગવાન્ કાશ્યપ આની પાસે આશ્રમનાં કાર્યો કરાવે છે એ અયોગ્ય જ કરે છે:

સ્વભાવથી શોભન આ શરીરને,
જે યોજવાને તપકાર્યમાં ચહે;
સાચ્ચે જ! નીલાં કમલોની ધારથી,
શમીલતા તે ઋષિ છેદવા મથે. ૧૭

વારૂ; આ ઝાડની ઓથે રહીને જ હું તેમને નિરાંતે જોઈ શકીશ. (એમ કરે છે.)

**શકુ૦**–સખી અનસૂયા ! અંહી તો આવઃ આ પ્રિયંવદાએ તો મ્હને વલ્કલથી જકડી લીધી છે. તેને જરા ઢીલું કરને બ્હેન !

**અન૦**–કરું હો ! ( કરે છે. )

**પ્રિયં૦**–અલી એય ! પણ એમાં મ્હને ઠપકો શાનો આપ છ ? ઠપકો આપને ત્હારાં પયોધર વિસ્તારતાં જોબનને.

**રાજા**–સાચ્ચે જ ! આ વલ્કલ તેનાં વયને છાજતું તો નથી જ; પણ તેની શોભા તો વધારે જ છે.

કમળ દિસતું રમ્ય વ્યાપ્ત શૈવાલથી યે.
મલિન પણ શશીનો ડાઘ શોભા વધારે;
સુતનુ વધુ મનોજ્ઞા વલ્કલોમાં ય દીસે,
ન થતું ભૂષણ શું શું શુદ્ધ માધુર્ય કાજે ? ૧૮

**શકુ૦**–( આગળ જોઇને ) પણ આ બકુલ, પવને હલાવેલાં પાંદડારૂપી આંગળીઓ વડે મ્હને ઉતાવળે બોલાવે છે. હું ત્યાં જઉં. ( જાય છે. )

**પ્રિયં૦**–અલી ! પણ ત્યાં જ ઘડીક ઉભી રહેને ! ત્હારાથી તો એ બકુલ પણ જાણે લતાવાળો હોયની એવો શોભે છે.

**શકુ૦**–ત્હારામાં તો નામ એવા જ ગુણ છે. પ્રિયંવદા નહિ તો !

**રાજા**–શકુન્તલાને પ્રિયંવદાએ મીઠું તોય સાચ્ચું જ કહ્યું...

આને તો

અધર કળીસમ રાતો, કોમળ વિટપસમાન બાહુ બન્ને;
કુસુમસમું લોભવતું, ખીલ્યું નવયૌવન અંગાંગે. ૧૯

**અન૦**–અલી શકુન્તલા ! પણ આંબલીયાની સ્વયંવરવધૂ આ નવમાલિકા–જેને 'વનજ્યોત્સ્ના' કહીને તું બોલાવ છ એ–ને તો તું સાવ ભુલી જ ગઇ.

**શકુ૦**–ત્યારે તો હું મ્હને ય કોક દિ' ભૂલી જઇશ. (લતા પાસે જાય છે. તેને જોઇને) અહો ! કોક શુભ ચોઘડીયે જ આ વૃક્ષલતાની બેલડીનો મેળાપ થયો દીસે છે. નવનવાં કુસુમોનાં યૌવનથી નિગળતી વનજ્યોત્સ્ના ને સ્નિગ્ધ પાંદડાઓથી ઉપભોગ કરવા શક્ત આ આંબલીયો ! વાહ !

(જોતી જોતી ઉભી રહે છે.)

**પ્રિયં૦**–પણ, જાણુ છ, અનસૂયા ! આ વનજ્યોત્સ્નાને શકુન્તલા આટલી બધી કેમ નિહાળી રહી છે એ ?

**અન૦**–ના, રે ! બ્હેન ! શા માટે, ભલા ?

**પ્રિયં૦**–આ વનજ્યોત્સ્નાને અનુરૂપ આંબલીયો મળ્યો, તો મ્હને મ્હારે યોગ્ય કોઇ વર ન મળે ?...એમ :

**શકુ૦**:–જા, રે જા ! એ તો ત્હારો મનોરથ હશે.

**રાજા**–કુલપતિના વિજાતીય ક્ષેત્રમાંથી તો આ નહિ સંભવી હોય ? પણ, સન્દેહો શા ?

સુયોગ્ય એ ક્ષત્રિયકાજ છે ખરે,
લોભાય મ્હારૂં મન આર્ય તે વિશે;
પ્રમાણ શંકાસ્પદ વસ્તુઓ વિશે,
ગણે સદા સજ્જન અન્તરાત્મને. ૨૦

**શકુ૦**–(ચમકીને) અરે ! પણ, જળ સીંચતાં વ્યાકુળ બનેલો ભમરો, નવમાલિકાને છોડી, મ્હારાં વદન પર ભમ્યા કરે છે.

(એમ કહીને ભ્રમરબાધા નિરૂપે છે.)

**રાજા**–(સ્પૃહાસહિત)

અડે વારે વારે, ચપલ અતિ કંપંત દગને,
મોંહૃં મીહૃં કર્ણે ગણગણ કરી છાનું લાવતો;

કરે વારે તો યે અધરરતિસર્વસ્વ ચુમતો,
અમ્હે જોતા બેઠા; ભ્રમર ! પણ સિદ્ધાર્થ ત્હું થયો. ૨૧

**શકુ૦**–રડયો રહેતો ય નથી. હું મ્હારે બીજે ક્યાંક જઇશ. (એકાદ ડગલું ભરીને જોતાં) પણ આ મુવો અંહીં યે શા માટે ભમતો હશે ? અલી ! અંહી આવોને ! આ નફ્ટ ભમરાથી મ્હને બચાવોને !

**અન્નો૦**–(હસીને) અમ્હે કોણ ત્હને બચાવનારાં ? દુષ્યન્તને બોલાવને ! તપોવન તો રાજાએ રક્ષવાં જોઇએ.

**રાજા**–પ્રગટ થવાનો સમય બરાબર આવ્યો છે. ડરો મા... ડરો મા...(આમ અર્ધું બોલીને સ્વાગત) પણ એ તો મ્હારો રાજભાવ જણાઇ આવે. માટે, આમ જ કહું...

**શકુ૦**–(એકાદ ડગલું ભરીને જોતાં) કોણ જાણે ! આ તો હજીયે કેડો નથી મૂકતો,

**રાજા**–(તરત જ બહાર આવીને)

દુષ્ટોને દંડીને, પૌરવ આ વસુમતી પાળતા ત્યાં યે,
અવિનય આચરતો એ કોણ જ મુગ્ધા તપસ્વિકન્યા શું ? ૨૨

(રાજાને જોઇને બધી કંઈક ચમકે છે.)

**અન૦**–ક્ષમા કરજો, આર્ય ! અમ્હને કંઇ ઝાઝું નુકશાન નથી થયું. એ તો અમ્હારી આ પ્રિય સખી ભમરાનાં આક્રમણથી ગભરાઇ ગઇ.

(એમ કહીને શકુન્તલાને બતાવે છે.)

**રાજા**–(શકુન્તલાને જોઈને) કેમ ? તપ તો વધે છે ને ?

(શકુન્તલા ક્ષોભથી નિરુત્તર જ રહે છે.)

**અન૦**–આપ જેવા મહાન્ અતિથિના આવ્યાથી વિશેષ. અલી શકુન્તલા ! ત્હું પર્ણકુટિએ જઇને ફળ અને અર્ઘ લાવને ! પાદોદક માટે તો આ ચાલશે.

**રાજા**–તસ્દી ન લો: આપની મીઠી વાણી જ અર્ઘપાદાદિ બધુંય છે.

**પ્રિયં૦**–ત્યારે આ શીતલ છાંયાવાળા, સપ્તપર્ણને ઓટલે ઘડીક બીરાજીને વિશ્રાન્તિ લેશો, આર્ય ?

**રાજા**–ને આપ સર્વે પણ થાકી ગયાં હશો:

**અન૦**–અલી શકુન્તલા ! આપણે અતિથિની પાસે બેસવું જોઇએ: આવ બેસીએ:

( અને બધા બેસે છે. )

**શકુ૦**–( સ્વગત ) અરે ! પણ આમને જોઇને મ્હને તપોવનમાં ન થવા જોઇએ તેવા વિકારો કેમ થતા હશે, ભલા !

**રાજા**–( બધાંને જોઇને ) અરે ! વાહ ! સમાન વય અને રૂપથી રમણીય છે આપ ત્રણેનું સખીપણું !

**પ્રિયં૦**–( જનાન્તિકે ) અનસૂયા ! આ તો કોઇ ચતુર ને ગંભીર લાગે છે: કેવું ચતુર ને મીઠું મીઠું બોલે છે ? કોઈ પ્રભાવશાલી લાગે છે. કોણ હશે એ ભલા ?

**અન૦**–મ્હને ય તે જ વિચાર થયા કરે છે, બ્હેન ! પૂછવા તો દે...( પ્રગટ ) આર્યની મીઠી વાતચીતથી અમ્હને વિશ્વાસ થયો છે. કૃપા કરીને જણાવશો કે કયા રાજર્ષિના વંશને આર્યે દીપાવ્યો છે ? કયા દેશના માનવોને વિરહાકુલ બનાવ્યા છે ! આર્યના અતીવ સુકુમાર આત્માએ છેક તપોવન સુધી આવવાનો પરિશ્રમ શા માટે લીધો છે ?

**શકુ૦**–( સ્વગત ) ધીરજ ધર, મનડાં ! ત્હું ઇચ્છે છે તે અનસૂયા જ પૂછે છે.

**રાજા**–( સ્વગત ) શું કરૂં ? આને મ્હારી સાચ્ચી ઓળખાણ આપી દઉં કે ગુપ્ત જ રહું ? વારુ: ત્યારે આમ જ કહું...

(પ્રગટ) પૌરવ રાજાએ મ્હને ધર્માધિકારીને સ્થાને સ્થાપ્યો છે, ભવતી! ને તેથી, તપોવનની નિર્વિઘ્ન થતી ધર્મ-ક્રિયાઓની તપાસ કરવા હું આવ્યો છું.

**અન૦**–ત્યારે તો તપસ્વીઓ સનાથ થયા બધા...

(શકુન્તલા શૃંગારલજ્જા નિરૂપે છે.)

**સખીઓ**–(બન્નેને જોઇને શકુન્તલાને) અલી શકુન્તલા! પણ અત્યારે બાપુજી આવી ચ્હડે તો?

**શકુ૦**–તો શું?

**બન્ને**–તો પોતાના જીવિતસર્વસ્વથી આ અતિથિદેવને કૃતાર્થ કરત.

**શકુ૦**–જાઓ રે! જાઓ! મ્હારે નથી સાંભળવી ત્હમારી આવી આવી વાતો: મનમાં યે કંઇક ને મુખમાં યે કંઇક.

**રાજા**–ત્યારે હું આપને આપની આ સખીના સંબંધમાં કંઇક પૂછું?

**સખીઓ**–આ અભ્યર્થના તો અનુગ્રહ જેવી છે, આર્ય!

**રાજા**–ભગવાન કાશ્યપ પરમ નૈષ્ઠિક બ્રહ્મચારી છે એ તો પ્રસિદ્ધજ છે: તો પછી ત્હમારાં આ સખી તેમનાં પુત્રી શી રીતે હોય?

**અન૦**–સાંભળીયે, આર્ય! કૌશિક નામના એક મહાપ્રભાવશાલી રાજર્ષિ હતા.

**રાજા**–હં, સાચ્ચું: અમ્હે ય સાંભળ્યું છે.

**અન૦**–અમ્હારી આ સખીના જનક તે થાય: એને છોડી દીધી એટલે કાશ્યપ બાપુએ એને ઉછેરીને મ્હોટી કરી: એટલે એ એના પિતા.

**રાજા**–'છોડી દીધી' એ શબ્દથી તો કુતૂહલ થાય છે. મ્હારે આ વાત પહેલેથીજ સાંભળવાની ઇચ્છા છે.

અન૦–સાંભળીએ ત્યારે, આર્ય ! ગૌતમીને તીરે, પૂર્વે જ્યારે તે રાજર્ષિ ઉગ્ર તપ તપતા હતા. ત્યારે દેવતાઓને ઇર્ષ્યા થઈ ને તેથી તેમણે મેનકા નામની અપ્સરા મોકલી. તેણે તેમનાં તપમાં વિઘ્ન નાખ્યું.

રાજા–દેવો તો બીકણજ હોય : બીજાઓની સમાધિ તેઓ ન જોઈ શકે. હં...પછી...

અન૦–પછી, વસન્તમાં એનું ફાટફાટ થતું યૌવન ને અપ્રતિમ સૌન્દર્ય જોઈને...

( આટલું કહીને શરમાઈ અટકી જાય છે. )

રાજા–હં...પછી તો સહમજાય છે. ત્યારે તો આ અપ્સરાની પુત્રી છે : ખરું ને ?

અન૦–જી...

રાજા–સાચ્ચું ;

આવું રૂપ મનુષ્યોમાં હોય કે સંભવે ય શે ?
ન પ્રભાતરલું જ્યોતિ વસુધાથી કદિ ઉગે: ૨૩

( શકુન્તલા નીચું જોઈ બેસી રહે છે. )

રાજાઃ–(સ્વગત) મ્હારો મનોરથ તદ્દન અશક્ય તો નથીજ લાગતો. પણ તેની સખીઓએ મશ્કરીમાં ય વરની જે વાત કરી તેથી તો હું સંશયમાં પડી ગયો ને તેથીજ મ્હારું હૃદય હજી યે હિમ્મત ધારતું નથી.

પ્રિયં૦–(સ્મિતપૂર્વક શકુન્તલા તરફ જોઇને. રાજાને) આર્યને હજી યે કંઈક કહેવાની ઇચ્છા લાગે છે. ખરું ને ?

રાજા–ત્હમારી ધારણા સાચ્ચી છે. સચ્ચરિતશ્રવણનો લોભ નથી અટકાવી શકાતો. બીજું યે કંઇક પૂછવાની ઇચ્છા હજી હૃદયમાં છે.

પ્રિયં૦–તો નાહકના તર્કવિતર્કો કાં કરો ? તપસ્વીઓને તો ગમે તે પૂછી શકાય.

રાજા–ત્યારે તો ત્હમારાં આ સખી વિશે જ જાણવા ઇચ્છું છું કેઃ–

આ બ્રહ્મચારિણી રહી, વ્રત તાપસી જે
પાલે છ તે પરણતાં સુધી પાલવાનું,
કે આ મૃગાક્ષી, મૃગપ્રેમી, મૃગાંગનાશું
આવી રીતે જ વસશે અંહીં નિત્ય કે શું ૨૪

પ્રિયં૦–પણ આ બાપડી તો ધર્માચરણમાં યે સ્વતંત્ર નથી, આર્ય ! ગુરૂજી કહે તેમ જ તેનાથી થાયઃ હા...પણ એટલું ખરૂં કે, ગુરૂજીએ એને એના અનુરૂપ વરને આપવાનો સંકલ્પ કર્યો છે.

રાજા–( સ્વગત ) આ અભિલાષા યે કંઈ અશક્ય તો નથી જ; માટે,

રે ચિત્ત ! હાવાં અભિલાષ ધાર,
સન્દેહ વામ્યો તુજ સર્વ આજ;
શંકા ધરી અગ્નિનો જે વિશે ત્હેં,
માણેક છે શીતળ સ્પર્શ્ય એ તો. ૨૫

શકુ૦–( રોષપૂર્વક ) અલી અનસૂયા ! હું તો મ્હારે ચાલી જાઉં છું

અન૦–કેમ, ભલા ?

શકુ૦–કેમ શું ? જોને, આ પ્રિયંવદુડી કેવું આડુંઅવળું ભાખી રહી છે ? હું તો એ ગૌતમીમાજીને કહી દઉં છું.

અન૦–પણ આ મોંઘેરા મ્હેમાનનો સત્કાર સરખો યે કર્યા વિના એમ સ્વચ્છન્દે ચાલ્યું જવાય, સખી ?

રાજા–( શકુન્તલાને પકડી લેવાની વૃત્તિને રોકી રાખીને સ્વગત ) સાચ્ચે ! કામી પુરુષની મનોવૃત્તિ તેનાં શરીરની ચેષ્ટા જેવી જ છે. હું યે

જતાં જતાં મુનિપુત્રી પાછળ, વાર્યો વેગ બધો વિનયે;
ખસ્યો અંહીથી ન તો યે, જાઇને પાછો ફર્યો હોઉં જાણે. ૨૬

પ્રિયં૦–( શકુન્તલાને રોકીને ) અલી ! પણ નહિ ચાલ્યું જવાય એમ ને એમ.

શકુન્તલા–( ભ્રમર ન્હડાવીને ) કેમ ?

પ્રિયં૦–કેમ શું ? ત્હારી પાસે મ્હારું બે છોડ સીંચવાનું લ્હેણું છે. તે ચાલી ક્યાં ? આમ આવ આમ. લ્હેણું ચૂકવીને જજે ત્હારે જવું હોય ત્યાં.

રાજા–અરે કલ્યાણી ! પણ જુઓ તો ખરાં ! ઝાડને પાણી સીંચી સીંચીને જ એ કેવાં શ્રમિત થઈ ગયાં છે ? જુઓ;

સીંચી, સીંચી તરૂ, ખભા સરી પડ્યા, હાથેળી રાતી બની,
હાંફી હાંફી રહે, સ્તનો ઉછળતાં અદ્યાપિ નિઃશ્વાસથી,
રોકે કર્ણશિરીષ જામી વદને તે જાળ સ્વેદાંબુની
ઝાલી એક કરે વિખેરઇ ગઇ વેણી ઉભા ચંચલા. ૨૭

( કહીને વીંટી આપવા હાથ લંબાવે છે. બન્ને સખીઓ વાંટી પરના અક્ષરો જોઇને સ્હામસ્હામી જોઈ રહે છે. )

રાજા–રખે મ્હને બીજો કોઈ વળી ધારી બેસતાં ? આ વીંટીને રાજવીની ભેટ અને મ્હને, રાજપુરુષ જ જાણજો.

પ્રિયં૦–ત્યારે તો, આ વીંટીને આંગળીનો વિયોગ થાય કદિ ? આર્યે કહ્યું એટલે એનું લ્હેણું પતી ગયું. [ કંઇક હસીને શકુન્તલાને ] અલી શકુન્તલા ! આ આર્યે–કે પછી, મહારાજે–ત્હારા પર દયા લાવીને ત્હને છૂટી કરી છે. હવે ત્હારે જવું હોય તો ચાલી જા.

શકુ૦–( સ્વગત ) પણ મ્હારૂં હૃદય જો મ્હારૂં પોતાનું હોય તો ચાલી જઉં ને ? ( પ્રગટ ) બેસને હવે તું ડાહ્યલી થતી ! તું કોણ મ્હને રોકનારી કે છોડનારી ?

રાજા–( શકુન્તલાને જોઇને સ્વગત ) જેમ હું એના તરફ ખેંચાઉં છું તેમ એ પણ મ્હારા તરફ ખેંચાતી હોય તો ? ના, ના, મ્હારો અભિલાષ સસ્થાન તો છે જ કારણ કે,

છાને ભળે ન મુજ ગોષ્ઠિમહીં તથાપિ,
એકાગ્ર થૈ સુણતી એ કંઈ બોલું ત્યારે;
ભાળે નહિ મુજપ્રતિ વળી એ ભલેને,
તો યે ન કાંઇ બીજું એ બહુધા નિહાળે ૨૮

[ નેપથ્યમાં ]

અલ્યા તપસ્વીઓરે...ય ! અલ્યા આઘા પાછાં ન થતા હો ! મૃગયાવિહારી રાજા દુષ્યન્ત આટલામાં જ ફરે છે. તપોવનના જીવોની રક્ષા કરજો, હો ! અલ્યા ! જુઓ ! જુઓ !

પેલી ઉડે હયતણાં પદના પ્રહારે,
ધૂલિ તણી ડમરી સાન્ધ્યઅરૂણવર્ણી;
સૂકાય આર્દ્ર અતિ, આશ્રમ વૃક્ષ ડાળે,
તે વલ્કલો પર ઉડે, તીડયૂથ જેમ. ૨૯

ને વળી

તીવ્રાઘાતે, તરુવરતણી, દાંતમાં ડાળવાળો,
ખેંચી, ખૂંદી, પગમહીં લતાજાલના પાશબાંધ્યો,
ન્હાસે જેથી હરિણઃ તપનાં વિઘ્નની મૂર્ત્તિ જેવો,
ધર્મારણ્યે રથ નિરખતાં, ભીત હસ્તી ભમંતો ! ૩૦

( કાન દઇને બધા સાંભળે છે. ને ચમકે છે. )

રાજા–( સ્વગત ) અરે ! આ તો મ્હારી શોધમાં આવેલા નગરજનો તપોવનને પજવતા જણાય છે. ચાલ, જઉં તેમની પાસે તરત...

**સખીઓ**—તપોવનના આવા ખબર સાંભળીને તો અમ્હને ચિન્તા થાય છે, આર્ય! અમ્હને આશ્રમમાં જવાની રજા આપશો ?

**રાજા**—પધારો ત્યારે સર્વેઃ હું યે જઉં ને આશ્રમમાં ખલેલ ન થાય એવા ઉપાય કરૂં...

[ બધાં ઉભાં થાય છે. ]

**સખીઓ**—ક્ષમા કરશો, આર્ય ! અત્યારે તો અમ્હારાથી કંઇયે સત્કાર થઇ શક્યો નથી: ને તેથી જ, ખરૂં કહીએ તો, આર્યને ફરીથી આશ્રમની તપાસ કરવા આવવાની વિનતિ કરતાં લજવાઇએ છીએ.

**રાજા**—અરે ! એમાં શું ? આપ સર્વેએ મ્હારો સત્કાર ક્યાં નથી કર્યો ? આપનાં દર્શનથી વિશેષ સત્કાર બીજો ક્યો હોઇ શકે ?

[ શકુન્તલા રાજાને જોતી જોતી, ઈરાદાપૂર્વક વિલમ્બ કરતી કરતી સખીઓ સાથે જાય છે. ]

**રાજા**—નગર તરફ જવાનું મન પણ નથી થતું. ત્યારે, આ તપોવનની પાસે જ હમણાં રહું તો ? અનુચરો પણ ભલે અંહી જ રહે. આ શકુન્તલામાં પરોવાયલું મન તો પાછું વળતું જ નથી. મ્હારે તો,

આ દેહ જાય કંઇ આગળ મન્દ મન્દ,
ને વ્યગ્ર ચિત્ત મુજ દોડતું પાછું પાછું;
જેવી રીતે લઇ જતાં ધ્વજદંડ, વાંસે
વાયુપ્રતિ ફરફરે અતિ સૂક્ષ્મ વસ્ત્ર. ૩૧

**પ્રથમ અંક સમાપ્ત.**

## અંક બીજો

( એટથી કંટાળેલો વિદૂષક આવે છે )

વિદૂષક ( સ્વગત ) રે ! દૈવ ! હું તો આ મૃગયાશીલ રાજાની મૈત્રીથી કંટાળ્યો હવે: ' આ મૃગ 'ને ' પેલો વરાહ ' ને 'પણે પેલો સિંહ ' એમ ને એમ ભરબપ્પોરેય જંગલમાં રખડવું પડે ! ધૂમ ધખતો આ ઉન્હાળો: છાંયડાનું નામ નહિ: કાંટાળાં વનના વન વીંધવાનાં: પહાડી ઝરણાંઓનાં, પાંદડાંથી ખદખદતાં, કડવાં કડવાં ઝેર જેવાં પાણી પીવાનાં: ખાવાની ય મ્હોટે ભાગે તો માંસની સીંકો ને તેય વખત કવખત જોયા વિનાજ: ને નીંદરનું તો નામ નહિ: ઘોડાઓની પાછળ દોડી દોડીને સાંધા યે ઝલાઈ ગયા છે. એટલે નીંદરડી શેની આવે ?

ને મળસ્કામાં, જ્યાં સ્હેજસાજ ઝોલું આવવા જેવું થાય, ત્યાં વાંઝણીના પેલા પારધિઓ પાથરે જાળ: એટલે તેનો હોકારો સાંભળીને તો નીંદરડી આવતી હોય તોય ન્હાસી જાય

પણ એટલેથી ય પીડા ક્યાં પતે એમ છે ?

આટઆટલી પીડાએ જાણે અધૂરી હોય તેમ હાથ્યા પર ડ્હામ લાગ્યો.

વાત એમ બની કે, કાલે અમ્હે બધા જરા પાછળ રહી ગયા હતા ત્યાં તો મૃગની પાછળ પડતાં પેલા બાદ્દસાહેબ જાઇ પહોંચ્યા આશ્રમમાં: હું તો રહ્યો નશીબનો બળીયો ( ! ) કની,

એટલે ભાઇશ્રીએ વળી ત્યાં કોઇ લંગોટીયાની છોકરી શકુન્તલા જોઇ: થયું ? એટલે હવે નગરમાં જવાનું નામે ય શાનું લે ? આજ રાત્રે તો એમને ય પેલીની ચિન્તામાં ને ચિન્તામાં નીંદર ન આવી.

પણ, આનું કરવું શું ? ચાલ તો ખરે: જો એ ભાઇશ્રી પૂજાપૂજામાંથી પરવારી રહ્યા હોય તો જરા મળી આવું.

( ફરતાં ફરતાં નેપથ્ય તરફ જોઇને )

વાહ ! રે વાહ ! આ તો આપણો ભાઇબંધ આ તરફજ પડયો આવે છે ને શું ? જંગલી ફૂલોની માળા ધરેલી યવની-ઓએ ધનુષ્ ઉપાડયું છે: ને ભાઇશ્રી એ બધાથી વીંટાયા છે: ને વાહ !

પણ ચાલ, સાંધેસાંધા ઝલાઈ ગયા હોય તેવો ડોળ કરીને ઉભો રહું : જો એમ કરતાં યે વિશ્રાન્તિ મળે તો !

( લાકડીપર શરીર ટેકવીને ઉભો રહે છે. )
( ત્યા ઉપર બતાવ્યું તેમ સપરિવાર રાજા પધારે છે. )

રાજા—જાણું છું કે પ્રિયતમા સુલભા નથીજ,
આશ્વાસું તોય ઉરને સ્મરી ભાવ એનો;
ને કામના ફળી નથી હજી કામ કેરી
તોયે હસે ઉર પરસ્પર ભાળી ભાળી. ૧

( સહેજ હસીને ) ખરેખર, આમજ પોતાની વૃત્તિ પ્રમાણે સ્હામાનીયે વૃત્તિ કલ્પી કલ્પીને પ્રેમીઓ છેતરાય છે : જેમ :–

ભાળ્યું અન્ય કશું, છતાં ગણી લીધા એને કટાક્ષો, અને
ચાલી મન્દ, નિતમ્બભાર થકી, તો માન્યું વિલાસેજ એ;
'ઉભી રહે' વદી રોકવા સખીશું એ, માન્યું કરે રીસથી,
'સર્વે એ મુજકાજ' એમ : ગણતો કામી સ્વકાજે અહો ! ૨

વિ૦–( ઉભા ઉભાંજ ) જય જય! વયસ્ય! શું કરૂં, દોસ્ત! મ્હારા હાથ ઝલાઈ ગયા છે એટલે આમ બોલીનેજ જય જય કરવા રહ્યા.

રાજા–આ શું વળી? ત્હારા હાથપગ વળી કેમ ઝલાઈ ગયા?

વિ૦–કેમ? વાહ! શાબાશ છે! આંખ ચોળીને આંસુ લાવવાં ને પછી પૂછવું કારણ:

રાજા–એમ ગોળ ગોળ બોલવામાં હું ન સ્હમજું, ચોકખે ચોકખું કહી દેને!

વિ૦–વારુ ત્યારે, પેલી નેતરો પ્હણે કુબ્જાના ચાળા પાડે છે તે પોતાની મેળેજ કે નદીના વેગથી?

રાજા–નદીના વેગથીસ્તો: એમાં વળી પૂછવાનું યે હોય?

વિ૦–તો પછી, નેતરનું કારણ નદી તો મ્હારૂં કારણ ત્હમે પોતેજ.

રાજા–એ વળી કેમ?

વિ૦–કેમ શું? રાજકાજ છોડીને આવા નિર્જન વનવગડામા વનચરની માફક ત્હમે ઘુમો: એટલે અમ્હારે ય રાની પશુઓની પાછળ દોડવું પડે: ખરૂં પૂછો તો, રોજે રોજ એમ કરવાથીજ આ સાંધા ઝલાઇ ગયા છે ને શરીર પણ કહ્યું કરતું નથી: તો હવે જો મ્હને એક દિ'યે વિશ્રાન્તિ લેવાની રજા આપો તો મહેરબાની:

રાજા–( સ્વગત ) આ યે તેમજ કહે છે, ને મ્હારૂં યે મન મૃગયાથી હવે તો કંટાળ્યું છે: મ્હને તો મૃગયા કરતાં, પેલી કાશ્યપપુત્રીનું સ્મરણ કરવામાંજ વિશેષ આનન્દ મળે છે, કારણ કે:

સાધી શરો, સજ્જ કરેલ ચાપ,
નમાવી ના હું શકતો મૃગોશું:

જેણે પ્રિયાને ઉપદેશ દીધો
સાથે વસી, વીક્ષણ મુગ્ધ કેરો. ૩

વિ૦–વાહ ! રે વાહ ! આપતો કંઇક બીજો વિચાર કરતા લાગો છો : ત્યારે મ્હારૂં કહેવું તો બધું વનમાં વિલાપ કરવા જેવુંજ થયું ને ?

રાજા–બીજો વિચાર શાનો વળી ? મારા મિત્રનું વાક્ય ન ઉથાપાય તેજ વિચાર હું કરૂં છું :

વિ૦–ઘણું જીવો ! ( એમ કહીને ચાલવા લાગે છે. )

રાજા–અસ્યા વયસ્ય ! પણ જરા ઉભો રહે : થોડુંક કહું તે સાંભળ તો ખરો !

વિ૦–ફરમાવો ત્યારે :

રાજા–જો, સાંભળ, વિશ્રાન્તિ લઈ લે પછી ત્હારે મ્હને એક કાર્યમાં સહાય આપવી પડશે, હો ! કાર્ય બહુજ સહેલું છે.

વિ૦–શું બાળાગોળી પર હાથ મારવાનું ?

રાજા–પણ પૂરૂં સાંભળીશ કે નહિ ? હું કહું છું તેમાં.

વિ૦–હું તો વચન આપીજ ચૂક્યો છું ને ! ગમે તે હોય.

રાજા–અસ્યા કોણ છે હાજર ?

( દ્વારપાળ પ્રવેશ કરે છે. )

દ્વાર૦–આજ્ઞા મહારાજ !

રાજા–રૈવતક ! સેનાપતિને બોલાવ તો !

દ્વારપાળ–જેવો હુકમ.

( કહીને જાય છે તરત જ સેનાપતિ સાથે પાછો આવે છે. )

આ તરફ પધારીયે, આર્ય ! હુકમ ફરમાવવાને ઉત્સુક મહારાજ અહીં બીરાજ્યા છે.

સેનાપતિ–( રાજાને જોઈને ) મૃગયામાં દેખીતા દોષો ભલે ગમે તેટલા હોય, પણ મ્હારા સ્વામીના સંબંધમાં તો તે ગુણકારક જ નીવડી છે. કારણ કે, દેવ

વપુ કઠિન, ધનુજ્યાં તાણવાથી હમેશ,
રવિકિરણ ગણે નાઃ સ્વેદ ના લેશ લાગે;
કૃશ, તદપિ ન, બદ્ધ સ્નાયુથી, અંગ લાગે,
ગિરિચર ગજ જેવા, જીવને જોમ ધારે; ૪

( પાસે જઈને )

જય હો સ્વામીનો ! આ વનના દરેકે દરેક વનચરનો સગડ મળી ચૂકયો છે. હવે શો વિલમ્બ છે ?

રાજા—પણ આ માઢવ્ય મૃગયાનો કેવો નિન્દક છે ? તેણે તો મ્હારો બધો યે ઉત્સાહ શિથિલ કરી દીધો છે.

સેના૦—( જનાન્તિકે ) અલ્યા ! મ્હારે તો સ્વામીની ચિત્તવૃત્તિ પ્રમાણે જ વર્તવું પડશે. પણ ત્હું ત્હારી હઠ ન મૂકતો, હો ? ત્હું તો ત્હારે વિરોધ જ કર્યે જજે !

( પ્રગટ )

પણ મહારાજ ! એ તો અક્કલનો દુશ્મન છે. તેને ફાવે તેમ બકવા દોને ! મૃગયા ગમે તેવી હોય, પણ આપ આપનો જ દાખલો લોને ! જુઓ, દેવ !

જોતાં મેદ, થતું કૃશોદર અને સ્ફુર્તિભરેલું તનુ,
દેખાયે ભય ક્રોધનાં, પશુતણાં ચિત્તે, વિકારો વળી;
વીંધે ચંચલ લક્ષ્યને શર, ખરો ઉત્કર્ષ એ ધન્વીનો,
મિથ્યા એ મૃગયા ગણે વ્યસન આઃ કયો હર્ષ એવો બીજો ? ૫

વિ૦—ચાલ, રે ચાલ, મ્હોટો હિમ્મતવાળો ન જોયો હોય તો ! મહારાજના ગુરુ ગામ નથી ગયા કે ત્હારી સાથે આવેઃ ત્હું ત્હારે ફાવે ત્યાં રખડયા કરને ! એ તો ત્હું જ્યારે વને-વનમાં રઝળતો હઇશ, ત્યારે નરનાસિકાના રસીયા કોઇ બુઢ્ઢા રીંછના મોઢામાં જઈ પડીશ. ચાલ્યો જા !

**રાજા**–ભાઇ સેનાપતિ ! ત્હમે ક્યાં નથી જાણતા કે આપણે અત્યારે આશ્રમભૂમિમાં છીએ ? એટલે હમણાં તો ત્હમારાં વચનને વધાવી શકું તેવી સ્થિતિમાં હું નથીજ; માટે,

હાવાં શૃંગ અફાળીને, સરવરે ન્હાયે મહિષો ભલે,
વાગોળે તરુછાયમાં, હરણકાં ટોળે મળીને ભલે;
ભૂંડો નાગરમોથ પલ્વલવિશે ખોદે નિરાંતે ભલે,
ને જ્યાબન્ધનથી છૂટી, ધનુષ આ વિશ્રાન્તિ પામે ભલે. ૬

**સેના૦**–ત્યારે જેવી સ્વામીની રુચિઃ

**રાજા**–ત્યારે આગળ ગયેલા વનઘેરૂઓને ય પાછા બોલાવી લો ને આપણા સૈનિકોને પણ આજ્ઞા કરી દો કે તેઓ તપોવનને ન રંજાડે; કારણ કે,

તપોધનો શાન્તિપ્રધાન તોયે,
કો' ગૂઢ દાહાત્મક તેજ ધારે;
શીળા અડ્યે યે, જ્યમ સૂર્યકાન્તો
તપે, પરાયે પડતાં જ તાપ. ૭

**સેના૦**–જેવી સ્વામીની આજ્ઞા.

**વિદુ૦**–લેતો જાઃ ઉશ્કેરવા તો બહુ યે આવ્યો'તો, પણ ત્હોને હાથ ધસતો ?

( સેનાપતિ જાય છે. )

**રાજા**–( પરિજનોને ) ત્યારે હવે ત્હમે સર્વે આ મૃગયાનાં વસ્ત્રો ઉતારી નાખો.

**પરિજન**–જેવી દેવની આજ્ઞા.

( જાય છે. )

**વિ૦**–આ બધી લપને આપે ઠીક વિદાય કરી. હવે તો, જો આ વૃક્ષની છાયાતળે, લતાના છત્રવાળા આસન પર વિરાજો તો હું યે નિરાંતે બેસી શકું.

રાજા–એમ ? ચા આગળ ત્યારે.
વિ૦–પધારો.

( બન્ને જઇને બેસે છે. )

રાજા–અલ્યા માઢવ્ય ! છતી આંખે ય ત્હું તો આંધળો જ રહ્યો. ખાસ જોવા જેવું તો ત્હેં જોયું જ નહિ.

વિ૦–કેમ વળી ? આપ મ્હારી આગળ જ છોને ?

રાજા–હું એ નથી કહેતો. એ તો સહુને પોતપોતાનું જ સુંદર લાગે. હું ત્હને પેલી શકુન્તલા વિશે કહું છું. જાણે છ, એ તો એ આશ્રમનું આભરણ છે !

વિ૦–(સ્વગત) ...હં...વારુ...પણ એને કોહું આપું તોને ! (પ્રગટ) પેલી તપસ્વીકન્યાને ?...તે...આપને એને પરણવું લાગે છે.

રાજા–સખે ! પૌરવો કદિ ત્યાજ્ય વસ્તુઓ વિશે પોતાનું મન પરોવે જ નહિ.

દેવાંગનાની તનયા, પણ ત્યક્ત થાતાં,
પોષી ગણી નિજ સુતા ઋષિએ પછીથી,
જાણે મૃદુ કુસુમ કો' નવમાલિકાનું
હોયે પડયું, શિથિલ થૈ, ખરી અર્કમાથે ! ૮

વિ૦–પણ ત્હમારાં અન્તઃપુરમાં સ્ત્રીરત્નો ક્યાં નથી કે આની ઇચ્છા કરો છો ? ખજુર છોડીને આમલીનું મન તે કોણ કરે ?

રાજા–અલ્યા ! પણ એ તો ત્હેં એને નથી જોઇને, એટલે આવું આવું બોલ છ. નહિ તો...

વિસ–હા...પણ...જેણે આપને ય વિસ્મય પમાડયો હશે તે કંઈ ઓછી રમણીય હશે ?

રાજા–શી વાત કહું ? વયસ્ય !

આલેખી ચિત્ર, પછી ચેતન પૂર્યું કે શું ?
કે કલ્પી, રૂપસમુદાય લઇ વિધિએ ?
ધાતાની શક્તિસમ ચિન્તવી દેહ તેનો,
સ્ત્રીરત્નમાં અનુપ એ મુજને દીસે છે. ૯

વિ૦–સાચ્ચે જ, જો એમ જ હોય તો તો બીજી બધી ય સુન્દરીઓ તેની પાસે ઝાંખી જ પડી જાય !

રાજા–વધુ શું કહું ? એને જોયા પછી તો મ્હને એમ જ થયા કરે છે કે

નખેથી ના ચૂંટી કળી ય–અણસૂંઘ્યું કુસુમ એ,
અવિંધ્યું મોતીડું; નવલ વણચાખ્યું ય મધ એ;
અને પુણ્યો કેરાં ફળ પુરણસમું એ રૂપ વિમળું,
હશે કોને કાજે સરજ્યું વિધિએ ? જાણું નવ હું. ૧૦

વિ૦–ત્યારે વિલમ્બ કાં કરો ? એને સત્વર જ બચાવી લોને ! નહિ તો વળી, એ ક્યાંક ઇંગોળીયાનાં તેલથી ચીકણું માથાવાળા કોક જોગટાના હાથમાં જઇ પડશે.

રાજા–પણ એ તો પરાધીન છે. એના વડીલ પણ અત્યારે અંહી હાજર નથી.

વિ૦–હરકત નહિ ત્યારે...પણ જરા કહેશો કે આપના તરફ એનો દૃષ્ટિરાગ કેવોક હતો ?

રાજા–તપસ્વીકન્યાઓ જન્મથી જ શરમાળ હોય છે, છતાં યે

મુજશું જોઇ શકી નહિ લેશ એ,
હસી નિમિત્ત બીજું કંઇ શોધીને;
વિનયરોધિત ભાવ રતિતણો,
છૂપી શક્યો નિજ નાઃ ન થયો છતો ! ૧૧

વિ૦–તે નહિ તો શું તમને જોતાંવેંત જ તમારે ખોળે ચ્હડી બેસે ?

**રાજા**–ને વળી પાછાં, એ સહુ જતાં હતાં ત્યારે લજ્જામાંથી યે એનો પ્રેમ સાફ દેખાઈ આવ્યોઃ કારણ કે

ચાલી–ન ચાલી–ડગલાં કંઇ, દર્ભકાંટો
વાગ્યાતણું મિષ ધરી, ઉભી તન્વી ત્યાં તો;
ને ના ભરાયું નિજ વલ્કલ વૃક્ષડાળે,
છોડંતી તો ય મુજશું મુખવાળી જોતી. ૧૨

**વિ૦**–ત્યારે વળી રાહ કોની જુઓ છો? લઇ લો ભાતું ને સીધાવો સત્વરઃ ત્હમે તો જાણે જંગલમાં મંગળ કીધું ન હોય? આ તપોવન તો ઉપવન જેવુંજ લાગે છે!

**રાજા**–જઉં તો ખરો, પણ સખા! અંહી કેટલાક તપસ્વીઓ મ્હને ઓળખી ગયા છેઃ એટલે ત્હું કંઇક એવું બ્હાનું શોધી કાઢને, કે આપણે ફરીથી આશ્રમમાં જઈ શકીએ.

**વિ૦**–એમાં વળી બ્હાનું તે શું શોધવાનું હોય? ત્હમે રાજા છો:

**રાજા**–રાજા એટલે?

**વિ૦**–એટલે શું? ત્યાં જઇને કહેવું કે ત્હમારા જવની ઉપજનો છટ્ઠો ભાગ અમ્હને આપી દોઃ

**રાજા**–બેસ, હવે મૂર્ખા! ત્હારા જવ તો શું, પણ મહામૂલાં રત્નોના ઢગલા કરતાં ય વધારે મૂલ્યવાન–વધારે સત્કાર યોગ્ય કોઇ બીજી જ ઉપજ તેઓ આપે છે. જો.

ફળ જે દે ચતુર્વર્ણો ભૂપને, તે વિનાશિ છે;
તપષડ્ભાગ જે આપે તાપસો, અવિનાશિ તેઃ ૧૩

( નેપથ્યમાં )

હા...શ. આપણે કૃતાર્થ થયા આજેઃ

**રાજા**–( સાંભળીને ) આ ધીર, પ્રશાન્ત સ્વર કોનો? કોઇ તપસ્વીઓ લાગે છે!

( દ્વારપાળ પ્રવેશ કરે છે. ]

**દ્વારપાળ**–મહારાજનો જય હો! કોઇ બે ઋષિકુમારો દ્વારપાસે ઉભા છે.

**રાજા**–તેમને સત્વર પ્રવેશ કરાવ.

**દ્વાર૦**–જેવો હુકમ

( જાય છે અને ફરીથી ઋષિકુમારો સાથે પ્રવેશ કરીને )
આ તરફ પધારીયે! આ તરફ:

( બન્ને ઉભા ઉભા રાજાને જોઈ રહે છે. )

**પ્રથમ**–વાહ! વાહ? કેવું દીપ્તિભર્યું શરીર છે? ને છતાં કેવું વિશ્વસનીય છે? ઋષિ જેવા રાજવીમાં તો એમજ હોય ને?

આ યે નિત્યે ઋષિસમ રહે, આશ્રમે સર્વભોગ્યે,
ને નિત્યે એ તપ પણ તપે, સાધીને લોકરક્ષા;
સ્વર્ગે સ્પર્શે વશિતણી સ્તુતિ, ચારણોએ કરેલી,
શબ્દે પુણ્યે 'ઋષિ' કહી કહી, યોજીને 'રાજ' પૂર્વે. ૧૪

**દ્વિતીય**–ગૌતમ! ઇન્દ્રના મિત્ર દુષ્યન્ત તે આ પોતેજ કની?

**પ્રથમ**–હા. એજ—

**દ્વિતીય**–હં...તેથીજ

એ તો યોગ્ય: નગરતણી કૈં ભોગળો શા કરોથી,
સિન્ધુર્વીંટી અવની યદિ આ ભોગવે એકચક્રે;
આશા ધારે સુરયુવતીઓ જીતની, દૈત્યયુદ્ધે,
ખેંચે જ્યાં આ ધનુષ નિજ: ને વજ્ર જ્યાં શક્ર ખેંચે. ૧૫

**બન્ને**–( રાજા પાસે જઇને ) અમ્મર તપો, રાજન્!

રાજા–( આસન પરથી ઉભો થઈને ) પ્રણમું છું આપ બન્નેયને:

બન્ને–કલ્યાણ થજો આપનું.

( ફળની ભેટ ધરે છે. રાજા પ્રણામપૂર્વક તે સ્વીકારે છે )

રાજા–શી આજ્ઞા છે આપની ?

બન્ને–આપ અહીં બિરાજો છો, એ જાણીને આશ્રમવાસીઓની વિજ્ઞપ્તિ છે કે—

રાજા–શી આજ્ઞા છે તેમની ?

બન્ને–આપ જાણતાજ હશો કે મહર્ષિ કણ્વદેવ હાલ આશ્રમમાં બીરાજતા નથી : તેથી અમ્હારાં યજ્ઞકાર્યોમાં રાક્ષસો વિઘ્ન નાખે છે : માટે થોડીજ રાત્રિઓ સુધી જો આપ આશ્રમમાં પધારી, અમ્હારા શિરચ્છત્ર બનો તો !

રાજા–કૃપા થઇ આપ સર્વેની:

વિ૦–( એક તરફ ફરીને રાજાને ) વાહ ! વાહ ! ભાવતું'તું ને વૈદે બતાવ્યું ! આપને આ વાત કેમ ન ગમે ?

રાજા–રૈવતક ! મ્હારી વતી સારથિને રથ અને ધનુષ્યબાણ લાવવાની આજ્ઞા કર :

દ્વાર૦–જેવી આજ્ઞા મહારાજની. ( જાય છે. )

બન્ને–( સહર્ષ )

પૂર્વજો સમ ત્હારૂં યે દીસે સુયોગ્ય વર્ત્તન;
આપન્નોતોની રક્ષાના સત્રે દીક્ષિત પૌરવો: ૧૬

રાજા–( પ્રણામપૂર્વક બન્નેને )

ત્યારે આપ બન્ને હવે પધારશો ? હું હમણાં જ, આપની પાછળ પાછળ જ આવું છું.

બન્ને–વિજય થજો, રાજન્ !

( જાય છે. )

**રાજા**–કેમ, અલ્યા માઢવ્ય! થાય છે મન શકુન્તલાને જોવાનું?

**વિ૦**–પહેલાં તો ખૂબ હતું, મહારાજ! પણ–પણ–હવે આ રાક્ષસોની વાત સાંભળીને તો ટીપા જેટલું ય નથી રહ્યું. મ્હારાં તો હાજાં જ ગગડી ગયાં છેઃ

**રાજા**–પણ એમ ગભરાઈ કેમ ગયો? હું છું ને? મ્હારી પાસે રહેજે.

**વિ૦**–ત્યારે ફીકર નહિંઃ રાક્ષસોથી તો હું રક્ષાઈ જ ચુકયો હવે.

( દ્વારપાળ દાખલ થાય છે. )

**દ્વાર૦**–સ્વામીનાં વિજયપ્રસ્થાનને કાજે રથ તૈઆર છેઃ પણ નગરમાંથી દેવીનો સંદેશો લઇને કારભારી આવ્યા છે.

**રાજા**–( આદરસહિત ) કોણ? કારભારી? ને તે ય માતાજીનો સંદેશો લઇને?

**દ્વાર૦**–જી હા.

**રાજા**–સત્વર આવવા દે.

**દ્વાર૦**–જેવો હુકમ.

( જાય છે અને કારભારી સાથે પ્રવેશ કરીને )

આ રહ્યા મહારાજઃ ત્યાં પધારીયે.

**કારભારી**–સ્વામીનો વિજય હો! આજથી ચોથે દહાડે દેવીના ઉપવાસનું પારણું થશેઃ તે વખતે જરૂર હાજર રહેવાની દેવીએ આપને આજ્ઞા કરી છેઃ

**રાજા**–મૂંઝાયો હું તો! એક તરફ તપસ્વીઓનું કાર્યઃ ને બીજી તરફ માતુશ્રીની આજ્ઞાઃ કયું કાર્ય છોડી દઉં? બન્ને સરખાં જ છેઃ શું કરું અહીં?

**વિ૦**–લટકી રહો ત્રિશંકુની માફક વચમાં જ.

**રાજા**–સાચ્ચે જ, એવું જ કંઇક છે. હું તો મૂંઝાયો.

કાર્યના બે પ્રકારોથી, ચિત્ત થાતું દ્વિધા મુજ;

જયમ શૈલથી રોકાતાં, નદસ્રોત વહે દ્વિધા. ૧૭

(વિચાર કરીને વિદૂષકને.)

ભાઈ! સાંભળ: માજી ત્હારાપર પુત્ર જેટલું જ હેત રાખે છે: એટલે ત્હું જ ત્યાં જા: હું અંહી તપસ્વીઓનાં કાર્યમાં રોકાઇ ગયો છું એ વાત માજીને જણાવજે: ને માજીનું સર્વ કાર્ય પણ ત્હું જ—તેમના પુત્રની જેમ—બજાવજે.

વિ૦—હા...જઉં તો ખરો: પણ વળી ત્હમે મ્હને રાક્ષસોથી બ્હી ગયેલો ધારશો તો?

રાજા—(હસીને) અરે! એમ તે ધરાય? ત્હું તો મહાન્ બ્રાહ્મણ છે!

વિ૦—ને એક બીજી શરત—હું જઇશ, તો ત્હમારા ન્હાનકડા ભાઈની જેમ, હો!

રાજા—હા, ભાઈ! હા: આ તપોવનમાં વિરોધ ન થાય તે માટે સહુ અનુચરોને ય હું ત્હારી સાથેજ મોકલું છું ને?

વિ૦—ત્યારે તો બંદો અત્યારે યુવરાજ થઇ ગયો: ખરૂં ને?

રાજા—(સ્વગત) પણ આ ભાઇસાહેબ છે ઉંચી વગ્રાણી જેવા: એટલે કદાચ ને મ્હારો વિચાર અન્તઃપુરમાં બકી નાખે: એટલે એને આમજ સ્હમજાવી દેવા દે.

(પ્રગટ)

અરે, વયસ્ય! જોજે હો! હું આ આશ્રમમ જઉં છું તે ઋષિઓનાં ગૌરવને લીધેજ, નહિ કે પેલી તાપસકન્યા શકુન્તલા માટે: જો:—

ક્યાં હું? અને, મદનથી અનભિજ્ઞ બાલા,
ને જન્મથીજ ઉછરી મૃગલાં શું એ ક્યાં?
એ તો હસ્યો સહજ મિત્ર! મજાકમાં હું;
તેને રખે વળી ત્હું સત્યજ માની લેતો! ૧૮

(બધા જાય છે.)

: અંક બીજો સમાપ્ત :

## અંક ત્રીજો

### —વિષ્કમ્ભ—

( દર્ભ વીણીને આવતો હોનાનો શિષ્ય પ્રવેશ કરે છે. )

**શિષ્ય**–પૃથ્વીપતિ દુષ્યન્તનો પ્રભાવ કેટલો મહાન્ છે? આશ્રમમાં એ આવ્યા કે તરત જ અમ્હારાં કાર્યો ઉપદ્રવ રહિત થઇ ગયાં! સાચ્ચે જ,

જ્યાશબ્દેથી જ દૂરેથી, ટંકારે જ ધનુષનાં;
એ હણે સર્વ વિઘ્નો, ત્યાં બાણ શે સાધવું પડે? ૧

ચાલ, ત્યારે વેદીપર પાથરવા માટે, આ દર્ભ ઋત્વિજોને આપી આવું.( ફરતાં ફરતાં આકાશ સામું જોઇને ) અલી પ્રિયંવદા! આ વાળાનો લેપ અને મૃણાલભર્યાં કમલપત્રો કોને માટે લઈ જા છ? ( સાંભળવાનું નિરૂપીને ) શું કહ્યું? શકુન્તલાને શું લૂ લાગી છે? ને તેથી શું તે બહુ જ અસ્વસ્થ થઇ ગઈ છે? તેનાં શરીરની ટાઢકને માટે આ લઇ જા છ ને? હં... પણ, પ્રિયંવદા! તેની કાળજી રાખીને ઉપચારો કરજે હો! હા–એ તો કુલપતિજીનો પ્રાણ જ છે! હું યે હમણાં જ જઉં છું ને ગૌતમી સાથે યજ્ઞનું તીર્થોદક મોકલું છું....હા...તેને જરા શાન્તિ મળે તે માટે...

( કહીને જાય છે. )

### —વિષ્કમ્ભ સમાપ્ત—

( કામવિહ્‌વલ રાજા પધારે છે. )

**રાજા**–( નિશ્વાસ મૂકીને )

જાણું છું તપનાં તેજ, બાલા પરવતી ય તે;
છતાં, ત્યાં ભમતું ચિત્ત પાછું કેમે ય ના વળે. ૨

( મદનબાધા નિરૂપે છે. )

ભગવન્ કુસુમાયુધ ! કામીજનો ત્હારામાં ને ચંદ્રમાં વિશ્વાસ રાખીને કેવા છેતરાય છે ? જોને—

તુજ કુસુમશરો છે, શીત રશ્મિ શશીનાં;
પણ વિપરીત ભાસે, એ મ્હને બે ય આજે;
વરસત હિમગર્ભા રશ્મિથી, અગ્નિ ઇન્દુ,
કર છ કઠિન ત્હું ય વજ્રશાં પુષ્પબાણો. ૩

( ફરતાં ફરતાં સખેદ )

યજ્ઞોનું કાર્ય તો પૂરું થયું: ને ઉપદ્રષ્ટાઓએ મ્હને રજા યે આપી: પણ હવે ક્યાં જઉં ? ક્યાં જઇને વિશ્રાન્તિ લઉં ? અહા ! થાક પણ ખૂબ જ લાગ્યો છે. ક્યાં જઇને શોધું ઉરનો આરામ ? ( નિશ્વાસ મૂકીને ) હા ... પણ, મ્હારી પ્રિયતમાનાં દર્શન એ જ મ્હારી વિશ્રાન્તિ: એ જ વિનોદ: એ જ આરામ: તેના સિવાય બીજે ક્યાં જઉં ? ચાલ તેને જ શોધું: ( સૂર્ય સ્હામું જોઇને ) આહ ! મધ્યાહ્ન કેવો તપે છે ? અત્યારે તો શકુન્તલા માલિનીતીરે લતામંડપોમાં જ હશે: તેની સખીઓ ય ત્યાં હશે: ને તેથી કંઈક વિનોદ પણ મળશે: ચાલ, ત્યાં જ જઉં:

( ઠંડો પવન આવતો હોય એમ બતાવીને )

અહો ! કેવો મધુર પવન આવે છે ?

જલકણ અતિ ભીનાં, માલિનીનાં વહન્તો,
સુરભી વહી વહીને પદ્મની, મન્દ મન્દ;
શીતળ પવન આ તો ભેટવાયોગ્ય ગાઢ,
મદનથકી થયેલાં ખૂબ સંતપ્ત અંગેઃ ૪

( ફરતાં ફરતાં જુએ છે. )

આ નેતરવીંટયા લતામંડપમાં જ એ હશેઃ લાગે છે યે તેમ જઃ ( નીચું વાળીને જુએ છે. )

અગ્રે આછી, પુંઠે ઉંડી, નિતમ્બભારથી પડી;
સોનેરી રેતીમાં દ્વારે, પાદપંક્તિ દીસે નવી. ૫

આ ડાંખળીઓમાંથી જ જોઉંઃ ( તેમ કરીને, સહર્ષ )

હા...એ જ...અંહી જ છે મ્હારી આંખ્યોનું સ્વર્ગઃ મ્હારા દીલનો દિલાસોઃ શિલાપર પુષ્પોની ચાદર પાથરીને, મ્હારા મનોરથની એ પ્રિયતમા ત્યાં સૂતી છેઃ તેની સખીઓ તેની પાસે બેઠી છેઃ

...હં ..પણ એ કંઇક વાતો કરતાં જણાય છે. સાંભળું તો ખરો, એમની મીઠી મીઠી ગોઠડીયો !

(ત્યાં શકુન્તલા ઉપર બતાવ્યું તે પ્રમાણે સખીઓ સહિત પ્રવેશ કરે છે.)

**સખીઓ**–( વાયુ ઢોળીને સસ્નેહ ) બ્હેનડ શકુન્તલા ! હવે ત્હને કેમ છે, બા ? કમળપત્રનો વાયુ તને કેવોક ગમે છે ? કંઇ ટાઢક વળે છે, બ્હેન ?

**શકુ૦**–મ્હને શું વાયુ ઢોળો છો, સખીઓ ?

**રાજા**–( સ્વગત ) રે ! રે ! શકુન્તલા તો બહુ અસ્વસ્થ લાગે છે. તે, શું આ લૂ લાગી હશે કે હું ચિન્તવું છું તે જ ?

( અભિલાષાપૂર્વક જોઇને )

પણ સન્દેહો શા ?

સ્તને વાળાલેપો, શિથિલ બિસકેરું વલય, ને
પ્રિયાનું પીડાતું, તદપિ કમનીય વપુ દીસે;
વ્યથા દીસે તીવ્ર, સ્મરતણીસમી ગ્રીષ્મતણી યે,
છતાં એ ના આવી સુભગ કદિ હોયે યુવતીમાં: ૬

**પ્રિયં**–(જનાન્તિકે) આ શકુન્તલાએ પેલા રાજર્ષિને જોયાને, બ્હેન! ત્યાર ઘડીથી જ એ આકુલવ્યાકુલ બની ગઈ છે; ને એના જ્વરનું યે કારણ એ તો નહિ હોય ?

**અન૦**–ને સખિ! સાચ્ચું પૂછ તો, મ્હને યે તેવી જ શંકા છે: પણ એને જ પૂછવા દે ને! (મ્હોટેથી) બ્હેનડ! ત્હને પીડા બહુ થતી લાગે છે: કંઈકિ પૂછું ત્હને ?

(પથારીમાં અર્ધી બેઠી થઈને)

**શકુ૦**–અલી! શું કહેવું છ ત્હારે ?

**અન૦**–બ્હેનડ! મદનપીડા તો અમ્હે કદિ ભોગવી નથી: પણ, કામાતુરની જેવી અવસ્થા ઇતિહાસનિબન્ધોમાં સાંભળી છે, તેવી જ અવસ્થા ત્હારી લાગે છે: તો, કહીશ બાપુ! ત્હને આ બધું કેમ થાય છે? આ બધા સન્તાપનું મૂળ કારણ શું ?

...ને, માડી! રોગને જાણ્યા વિના તેનો ઉપચારે ય શો થઇ શકે ?

**રાજા**–(સ્વગત) મ્હારોજ વિચાર અનસૂયા જાણી ગઇ કે શું ?

**શકુ૦**–(સ્વગત) આની સાથે મન તો ઘણું ય મળી ગયું છે: પણ એ બધું આમ એકાએક જ કેમ કહેવાય ? મ્હારી તો જીભે ય ઉપડતી નથી:

પ્રિયં૦–સખિ શકુન્તલા ! આ અનસૂયા શું ખોટું કહે છે ? આમ નાહકની પીડા કેમ ભોગવ છ ? બ્હેનડ ! શા માટે એને અવગણ છ ? જો તો ખરી, બાપુ ! દિવસે દિવસે ત્હું કેવી ગળતી જા છ ? ત્હારા સૌન્દર્યની સુરખિ સિવાય, ત્હારા શરીરમાં બીજું રહ્યું છે ય શું ? બાપુ !

રાજા–(સ્વગત) તદ્દન સત્ય જ કહ્યું પ્રિયંવદાએઃ આને તો,

આસ્યે ક્ષીણ થયા કપોલ, ઉરનાં કાઠિન્યવ્હોણાં સ્તનો,
દીસે ક્ષીણ કટિ, ખભા સરી પડેઃ નિસ્તેજ કાન્તિ વળી,
શોચ્યાઃ ને પ્રિયદર્શનાઃ મદનથી પીડાતી દેખાય એ,
જાણે પાનખરંત વાયુઅડી કો' રૂડી લતા માધવી ! ૭

શકુ૦–બ્હેનડીઓ ! ત્હમને જો નહિ કહું તો બીજા કોને કહીશ ?...પણ, રહેવા દો નેઃ બ્હેન ! નાહકનો ત્હમને સન્તાપ થશે...

બન્ને–ત્યારેજ અમ્હે ત્હને વિનવીએ છીએ ને ! જાણ છ, બ્હેનડ ? સ્નેહીઓમાં સમભાગે વ્હેંચાયેલું દુઃખ સહ્ય બને છેઃ

રાજા–(સ્વગત)

દુઃખે દુઃખી, સુખી સુખે થતી બ્હેન પૂછે,
કે'શેજ તેથી ઉરવ્યાધિતણો જ હેતુઃ
ભાળ્યો મ્હને ફરી ફરી, ધરી આશ આણે,
તો યે ક્ષણે શ્રવણની, ધડકંત ચિત્તઃ ૮

શકુ૦–શું કહું, સખિ ? તપોવનનું રક્ષણ કરવા આવેલા, પેલા રાજર્ષિને મ્હેં જોયા કની બ્હેન ! ત્યારથી જ...

(અર્ધું બોલીને શૃંગારલજ્જા નિરૂપે છે.)

બન્ને–કેમ અચકાય છે, બ્હેન ?...હં...ત્યારથી જ....

શકુ૦–ત્યારથી જ મ્હારું મન એમનામાં પરોવાયુંઃ ને તેથીજ આ દશા થઈ !

**રાજા**–(સ્વગત, સહર્ષ) જે સાંભળવાની ઇચ્છા હતી તેજ સાંભળ્યું !

સ્મર છે દાહનું મૂળ, છતાં એ શાન્તિશો મ્હને;
ગ્રીષ્માન્તે, મેઘઆચ્છાદ્યો રવિ જેમ મનુષ્યને: ૯

**શકુ૦**–તો, બ્હેનડીઓ ! ત્હમારી જો સંમતિ હોય તો, ત્હમે એવું કંઇક કરોને કે એને દયા આવે: નહિ તો,— નહિ તો બ્હેનડીઓ ! નક્કી માની લેજો કે મ્હારાં અન્ન-જળ ખૂટયાં છે !

**રાજા**–( સ્વગત ) સાચ્ચે જ, વચન તો સન્દેહ ટાળનારું જ છે.

**પ્રિયં૦**–( જનાન્તિકે ) અલી અનસૂયા ! આનો મદનજ્વર અસહ્ય લાગે છે: વળી, આણે કોઈ સાધારણ મનુષ્યને પોતાનું હૃદય નથી અર્પ્યું, પણ આનું પ્રેમપાત્ર તો સમસ્ત પુરુ-કુલનું ભૂષણ છે: એટલે, આની અભિલાષાને આપણે વધાવી જ લઇએ તો ?

**અન૦**–હા. એ જ બરાબર ઠીક થશે:

**પ્રિયં૦**–( મ્હોટેથી ) સખિરી ! સદ્ભાગ્યે, ત્હારી ભક્તિ તો પાત્રેજ ઢળી: સાગર છોડી, મહાનદી બીજે કયાં અવ-તરે ? નવપલ્લવા માધવીલતાને આંબાવિના બીજું કોણ ઝીલે ?

**રાજા**–( સ્વગત ) વાહ ! વાહ ! આ બન્નેએ ય શકુન્તલાને અનુ-મતિ આપી: વિશાખા નક્ષત્રની બેલડી તો ચંદ્રલેખાને જ અનુસરે ને ?

**અન૦**–ત્યારે બ્હેન ! એવો કયો ઉપાય લઇશું કે આપણી સખીની અભિલાષા સત્વર, ગુપ્ત રીતે પૂર્ણ થાય ?

**પ્રિયં૦**–બ્હેન ! સત્વર કરવું તો સહેલું છે: ગુપ્ત રીતે કરવું એ જ જરા વિચારણીય છે.

**અન૦**–કેમ, એમ સખિ ?

**પ્રિયં૰**–એ રાજર્ષિ યે આના તરફ પ્રેમાળ નજરે નિહાળે છે: ને ઉજાગરા કરી કરીને સૂકાઈ ગયા યે લાગે છે:

**રાજા**–( સ્વગત ) સાચ્ચેજ, એમજ છે: વળી,

રાત્રે રાત્રે, કર પર ઉન્હાં આંસુડાંના પ્રવાહે,
અન્તસ્તાપે, મણિ થઇ ગયો સા'વ નિસ્તેજ જેનો;
જ્યાડંખોને લવ ન અડતાં, હેમકેરું કડું એ,
કાંડેથી કૈં સરી સરી જતાં, થાકું ઉંચું કરીને: ૧૦

**પ્રિયં૰**–( વિચાર કરીને ) અલી! ત્યારે એક પ્રણયપત્રિકા પાઠવીએ તો? દેવપ્રસાદને બ્હાને, ફૂલમાં સંતાડીને, એ તેને હાથોહાથ જ હું પહોંચાડી દઇશ:

**અન૰**–વાહ! વાહ! યુક્તિ તો સરસ: પણ શકુન્તલા શું કહે છે?

**શકુ૰**–તમારો વિચાર એજ મ્હારો વિચાર: તેમાં વળી પૂછવાનું યે શું હોય?

**પ્રિયં૰**–વારુ ત્યારે: ત્હારાં આત્માનાં અર્પણનું એક લલિત પદ્ય રચી કાઢને!

**શકુ૰**–અલી! હું ય તેજ વિચાર કરું છું: પણ એ ક્યાંક અવગણના કરશે તો? સાચ્ચું કહું તો, સખિ! એ ભયથી હૃદય વળી પાછું પડે છે:

**રાજા**–( સહર્ષ, સ્વગત )

જેની અવજ્ઞાની ધરે ભીતિ ભીરુ!
તે આ ઉભો આતુર સંગમાર્થ હું:
પ્રાર્થે છતાં લક્ષ્મી મળે ન કે મળે,
ક્યાં જાય, જેને ચહતીજ લક્ષ્મી તે? ૧૧

**બન્ને**–અરેરે! તું તો હજી યે ત્હારા પોતાના ગુણોને ઉવેખનારી જ રહી! તનમનને શીતળ કરવાવાળી શરચ્ચન્દ્રિકા આડો પડદો તે કોણ ધરે?

**રાજા**–(સ્વગત) મ્હારી પ્રિયાને હું અનિમેષ ચક્ષુથી જોઈ રહ્યું છું તે યોગ્ય જ છે. કારણ કે,

એક ભ્રૂ કરીને ઉંચી, રચતી પદ પ્રેમનાં;
રોમાંચિત કપોલેથી વિશિષ્ટ પ્રેમ દાખવે: ૧૨

**શકુ૦**–લો, અલી! આ પદ્ય તો રચાઇ ગયું: પણ લેખન સામગ્રી કયાં?

**પ્રિયં૦**–ન હોય તો કંઇ નહિ: પોપટના પેટ જેવું સુકોમળ આ કમળદળ કયાં નથી? નખવતી તેમાં લખી લે:

**શકુ૦**–(એમ નિરૂપીને) સાંભળો ત્યારે: અલી! જુઓ જોઉં, એ બરાબર છે કે નહિ?

**બન્ને**–હં...શું લખ્યું છે? બોલ જોઇએ:

**શકુ૦**–(બોલે છે)

જાણું નહિ હૃદય હું તુજ લેશ, કિન્તુ
અંગો અતિ વલખતાં તુજ કાજ મ્હારાં:
ને રાત્રિના ય, દિવસે ય, અનંગ તેને
નિષ્ઠુર હે! તપવતો અતિશે અરેરે! ૧૩

**રાજા**–( એકદમ બહાર આવીને )

અંગો કંઇ તપવતો તનુગાત્રિ! ત્હારાં:
કિન્તુ, મ્હને સતત એ દહતો અનંગ;
જો! ઇન્દુને દિનપતિ કરમાવી દેતો,
ના તેટલો કુમુદને કરમાવતો એ! ૧૪

**સખીઓ**–( રાજાને જોઇને સહર્ષ ઉભી થાય છે.) પધારીયે! પધારીયે! અમ સત્વર ફળતા મનોરથ!

( શકુન્તલા યે ઉભી થવા જાય છે. )

**રાજા**–બહુ થયું: બહુ થયું: નાહકની તસ્દી ન લો:

સંલગ્ન પુષ્પશય્યાથું, મ્હેકન્તાં કલાન્ત બીસથી;
ધીખંતાં તુજ ગાત્રોને આ વિવેક ઘટે નહિઃ ૧૫

**સખીઓ**–આ શિલાની એક તરફ બીરાજશો, વયસ્ય ?

( રાજા બેસે છે. લજ્જાઠળી શકુન્તલા ઉભી રહે છે. )

**પ્રિયં૦**–આપ બન્નેનો પરસ્પર પ્રેમ પ્રત્યક્ષ જ છે, છતાં ય સખીસ્નેહને લીધે પુનરુક્તિ કરૂં તો ક્ષમા કરશો ?

**રાજા**–અરે કલ્યાણી ! એમાં ક્ષમા શાની ? ત્હમારે જે કંઈ કહેવાનું હોય તે કહી દોઃ સંકોચ ન રાખોઃ કારણ કે કહેવાનું ન કહેવાથી પરિતાપ થાય છેઃ

**પ્રિયં૦**–ત્યારે આપનાં રાજ્યમાં કોઈ દુઃખી જન રહેતું હોય, તો તેનું દુઃખ હરવાનો આપનો ધર્મ ખરો કે નહિ ?

**રાજા**–ખરો સ્તો ! એથી મ્હોટો બીજો કયો ધર્મ હોઈ શકે ?

**પ્રિયં૦**–ત્યારે, અમ્હારી આ સખીની આવી અવસ્થા કેમ થઇ તે જાણો છો ? તેનો આપની તરફ અનુરાગ છેઃ ને તેથી જ ભગવાન્ કામદેવે તેની આ દશા કરી છે. જો આપ તેને સ્વીકારો તો જ તે બચે તેમ છે.

**રાજા**–પણ, કલ્યાણી ! એ તો પરસ્પર જ છે ને ? આપે તેની સંમતિ આપી તે તો આપની કૃપાઃ

**શકુ૦**–( પ્રિયંવદાને ) અલી ! પણ એમને નાહકના કાં અટકાવ ? રાજર્ષિનાં અન્તઃપુરની રાણીઓ તેમના વિરહથી વલખતી હશે !

**રાજા**–સુન્દરી !

તુજ વિશે મુજ ભક્તિ બધી ઢળી,
ઉર વસી, અયિ ! તો ય જૂદું લહી;
હણતી ત્હું ફરીથી, મદિરેક્ષણે !
મદનબાણહણ્યા મુજને ખરે ! ૧૬

**અન૦**–વયસ્ય ! સાંભળ્યું છે કે રાજાઓ બહુપત્નીપ્રેમી હોય છે: અમ્હારી આ પ્રિયસખી, અમ્હે તો આપને આપી જ દીધી છે. પણ, કૃપા કરીને, તેને એવી રીતે રાખજો કે તેનાં સંબંધિઓને પાછળથી પસ્તાવું ન પડે.

**રાજા**–શું વધુ કહું ? કલ્યાણી !

બહુપત્ની, છતાં બે જ પ્રતિષ્ઠા પુરુવંશની;
આસમુદ્ર ધરા એક: ને બીજી, તમ આ સખા: ૧૭

**બન્ને**–ત્યારે ચિન્તામુક્ત થયાં અમ્હે:

**પ્રિયં૦**–પણ અલિ અનસૂયા ! મ્હણે જો તો ખરી ! પેલો મૃગબાલ કેવો વિહ્વલ દીસે છે ? એની માતાને તો એ નહિ શોધતો હોય ને ?...હં...એમ જ લાગે છે: આવને ! એને મિલાપ કરાવી દઇએ.

( બન્ને ચાલતી થાય છે. )

**શકુ૦**–અલી ! પણ કયાં ચાલી બન્ને ય ? હું અંહી એકલી અશરણ છું ને ? અરે ! પણ કોક તો આવો !

**બન્ને**–(જતાં જતા) એકલી–અશરણ–શાની ? પૃથ્વી યે જેનું શરણું શોધતી જાય છે તે તો ત્હારી પાસે જ છેને ?

( જાય છે. )

**શકુ૦**–હાય રે ! શું બે ય જણી ચાલી ગઈ ?

**રાજા**–બહુ થયું ! નાહકનો સન્તાપ કાં કરો ? ત્હમારો ભક્ત ત્હમારો દાસ–ત્હમારી પાસે જ છે ને ?

શું શીત ને શ્રમહરંત હું આર્દ્ર વાયુ
ઢાળું ધીમેથી, નલિનીદળવીંજણાથી ?
કે પદ્મરક્ત ચરણો તુજ દાબું ધીમે
અંકે ધરી, સુખ મળે, કરભોરુ તેમ ? ૧૮

**શકુ૦**–ના રે ! આપ તો માનનીય છો ! આપને તે એવાં કામ ચીંધાય ? હું દોષમાં જ પડું ને ? ( ઉભી થઇને જવા લાગે છે.)

**રાજા**–અરે! પણ ક્યાં ચાલ્યાં સુન્દરી? હજી તો દિવસે ય આથમ્યો નથી: ને તેમાં વળી, ત્હમારાં શરીરની અવસ્થા તો જુઓ!

શય્યા કુણી કુસુમની તજી, ને સ્તનોનું
એ પદ્મપત્રતણું આવરણે ય છાંડી;
ત્હું કેમ જઈ શકીશ આ બળતા બપોરે,
પીડાભર્યાં તુજ અતિ સુકુમાર ગાત્રે? ૧૯

(બળાત્કારે એને પાછી ખેંચે છે.)

**શકુ૦**–પૌરવપતિ! જરા વિનય તો રાખો! કામવિહ્વલ તો ય હું પરાધીન છું, હો!

**રાજા**–પણ ભીરુ! એમાં ગભરાય છે શાની? પૂજ્યપાદ કુલપતિજી ધર્મને ક્યાં નથી જાણતા? આમાં એ ત્હારો દોષ નહિ ગણે. કારણ કે,

સુણ્યું છે બહુ કન્યાઓ રાજર્ષિઓ તણી, વરી
ગાન્ધર્વવિધિથી, તેને વડીલે અભિનન્દી યે. ૨૦

**શકુ૦**–ભલે પણ તો ય મ્હને છોડી દો: મ્હારે મ્હારી સખીઓને મળવું છે. હજી યે એક વાર તેમને પૂછવું છે. છોડી દો, મ્હને.

**રાજા**–ભલે, ત્યારે છોડી દઉં છું, હં...

**શકુ૦**–ક્યારે?

**રાજા**–

અણચૂંટ્યા અતિ કોમલ પુષ્પનો
અવનવો રસ જેમ ષટ્પદ;
અધરનો રસ તેમ પિપાસુ હું,
ચૂસી લઉં તુજ સુન્દરી! ધૈર્યથી... ૨૧

(એમ કહીને શકુન્તલાને ચુમ્બન કરવા માટે, તેનું મ્હોઢું પોતાની પાસે લાવે છેઃ શકુન્તલા ખેંચી લે છે.)

(નેપથ્યમાં)

અલી ચક્રવાકી...ય ! હવે તો ત્હારા સહચરની રજા લઈ લેઃ આ રાત્રી યે ઉપસ્થિત થઇ ગઇઃ

**શકુ૦**–(ચમકીને) પૌરવરાજ ! ક્ષમા કરજો. પેલી શાખાઓની પાછળ આપ સંતાઈ જશો ? મ્હારું સૂવાણુ પૂછવા ગૌતમી માજી આવતાં લાગે છે.

**રાજા**–વારુ, પ્રિયે ?

(શાખાઓની પાછળ છૂપાઇ જાય છે.)

(ત્યાં હાથમાં પાત્ર લઇને ગૌતમી અને સખીઓ આવે છે.)

**સખીઓ**–આ તરફ આવો, માજી ! આ તરફઃ શકુન્તલા અંહી છેઃ

**ગૌતમી**–(શકુન્તલા પાસે જઇને) મ્હારી વ્હાલુડી ! કેમ છે હવે ? કંઈ તાવ બાવ ઉતર્યો ? સાંધાઓની કળતર કેમ છે ?

**શકુ૦**–ઠીક છે, માજી ! અત્યારે તો સારી પેઠે ઠીક છેઃ

**ગૌતમી**–ત્યારે, બેટા ! આ દર્ભોદક પી લે ! જો તો ખરી, રોગનું તો નામે ય નહિ રહે; પણ, માંડી ! ચાલ જોઉં, આપણે પર્ણકુટિએ જ જઇએઃ દિવસ પણ આથમી ગયો છે.

**શકુ૦**–(સ્વગત) મનડાં ! ત્હું તે કેવુંક છે ? ત્હારો મનોરથ જ્યારે સુખેથી ફળતો'તો ત્યારે ત્હું શરમાયુંઃ ને હવે ? હવે તેના વિયોગે ત્હું પસ્તાય છે ! પણ–હવે એ ઉચાટ શા કામનો ?

(જરા દૂર ખસીને, મ્હોટેથી)

લતામંડપ ! અરે મુજ સન્તાપના હરનાર ! અત્યારે તો હું રજા લઉં છું. પણ ફરીથી ઉપભોગ કાજે આવીશ, હો ! જઉં છું, હમણાં તોઃ

( બધાંની સાથે દુઃખથી શકુન્તલા જાય છે. )

**રાજા**–( પહેલાનાં સ્થાનમાં આવીને, નિઃશ્વાસ મૂકીને )

અરેરે ! મનોરથ ફળતાં કેટકેટલાં વિઘ્નો આવે છે ?

અંગુલિથી અધરને કંઇ ઢાંકી, ઢાંકી,
'ઉં અહું ખસોની !' વદી અસ્ફુટ વેણ મીઠાં,
વાળી લીધું કુટિલ પક્ષ્મસુહંત આસ્ય,
તે યત્નથી ઉંચું કીધું: પણ ના ચૂમાયું ! ૨૨

પણ હવે ક્યાં જઉં ? મ્હારી પ્રિયાએ ભોગવેલા આ લતામંડપમાં જ ઘડીક થોભું તો ? (સર્વત્ર જોઈને)

શય્યા પુષ્પતણી, શિલાપર પડી આ, તમ દેહે વીંખી,
આલેખ્યો નખથી દળે કમળનાં, તે લેખ કન્દર્પનો;
ને જે કંકણ બીસનું સરી પડ્યું તે આ: બધું જોઇ એ,
છોડી મંડપ ના શકું જ સહસા, સૂનો ય છો ને રહ્યો ! ૨૩

( ત્યાં આકાશવાણી થાય છે. )

સંધ્યા તણા હવન થાય શરૂ પછીથી
વેરાઇ અગ્નિવતી વેદીની આસપાસ;
સાયંઘનોશી, અસુરોતણી, રક્તવર્ણી
છાયા ભયંકર અતિ, બહુધા ઘુમંતી. ૨૪

**રાજા**–આ રહ્યો હું: આ હમણાં જ આવ્યો:

( કહીને જાય છે. )

**: અંક ત્રીજો સમાપ્ત :**

## અંક ચોથો

### — વિષ્કમ્ભ —

( ફૂલડાં વીણતી વીણતી પ્રિયંવદા અને અનસૂયા પ્રવેશે છે. )

**અન૦**—અલી પ્રિયંવદા ! શકુન્તલા ગાન્ધર્વવિધિથી પોતાને યોગ્ય પતિ સાથે પરણી અને સુખી યે થઇ: સાચ્ચું કહું તો, તેને લીધે મ્હને સંતોષ થાય છે, પણ સાથે, સાથે કંઇક ચિન્તા યે રહ્યા કરે છે.

**પ્રિયં૦**—એ શું વળી ?

**અન૦**—સાંભળ, બ્હેન ! યજ્ઞકાર્ય સમાપ્ત થઇ ગયું છે. ઋષિઓની આજ્ઞા લઇને રાજર્ષિ પોતાના નગરમાં પણ પધાર્યા છે. હવે કદાચ ને તેના અન્તઃપુરમાં જતાં, અંહીનું વૃત્તાન્ત વિસરી જશે તો ? તેમને તો અનેક રાણીઓ હોય !

**પ્રિયં૦**—ગાંડી થઇ કે શું ? તેમના જેવી આકૃતિવાળા તે અવગુણી હોય કદિ ? પણ, બાપુજી જ્યારે આ વાત સાંભળશે ત્યારે તે શું કહેશે, ભલા ?

**અન૦**—મ્હને તો લાગે છે કે અનુમતિ જ આપશે.

**પ્રિયં૦**—કેમ જાણ્યું ?

**અન૦**—ગુણવાન્ પતિને કન્યકા આપવાનો તો તેમનો મૂળથી જ સંકલ્પ છે ને ? તેમને બદલે દૈવે જ એ કાર્ય કરી આપ્યું; એટલે બાપુજી તો અનાયાસે જ કૃતાર્થ થયા. એમનો સંકલ્પ તો આમ અચાનક જ ફળ્યો !

**પ્રિયં૦**—પૂજનને માટે આટલાં ફૂલ તો બહુ યે થશે, સખિ !

**અન૦**–પણ શકુન્તલા સૌભાગ્યદેવતાની પૂજા કરવાની છે ને, એટલે ફૂલો વધુ જોઇશે.

**પ્રિયં૦**–ત્યારે ઠીક. (પુષ્પો ચૂંટે છે.)

(નેપથ્યમાં)

અરે! છે કે નહિ કોઈ? હું આવ્યો છું!

**અન૦**–(સાંભળીને) સખિ! કોઈ અતિથિ આવ્યા લાગે છે.

**પ્રિયં૦**–ફીકર નહિ. શકુન્તલા ત્યાં પર્ણકુટિએ જ છે. (સ્વગત) પણ એ બીચારીનું હૃદય ત્યાં કયાં છે?

**અન૦**–બસ, બસ, લેનેઃ આટલાં ફૂલ તો બહુયે થશે. (બન્ને જવા લાગે છે.)

(નેપથ્યમાં)

અરે! અતિથિને અવગણનારી!

આવ્યો ઉવેખી મુજશા તપસ્વીને,
જેનું ધરે ધ્યાન અનન્ય ચિત્તથી;
સંભારી દેતાં ય નહિ સ્મરે ત્હને,
કેફે કહેલું જયમ કેફી વિસ્મરે. ૧

**પ્રિયં૦**–હાય રે! બા! ભૂંડી થઇ! હૈયાસૂની શકુન્તલા કોઈ પૂજ્ય પુરૂષના અપરાધમાં આવી પડીઃ (આગળ નજર દોડાવીને) રે! રે! ને તે ય કોઇ જેવા તેવાના અપરાધમાં નહિઃ પણ મહર્ષિ દુર્વાસાના! તેમનો કોપ પણ કેવો? વાતવાતમાં જ સળગી ઉઠેઃ ને, પાછા, જો તો ખરી, એ શાપ દઇને કેવા–કેવા વેગથી ચાલ્યા જાય છે? રોકયા રોકાય તેમ પણ નથી! અરેરે! અગ્નિ વિના બીજું કોણ બાળી નાખે?

**અન૦**–શું ચાલ્યા ગયા? દોડ, બ્હેન! ઝટ દોડઃ તેમને હાથે પગે લાગીને ય અંહી તેડી આવઃ તેટલામાં હું તેમના

સત્કાર માટે અર્ધ્યપાદાદિક તૈઆર કરી રાખું: જા; વ્હેન ! વ્હેલી થા, જોઉં !

પ્રિયં–લે, ત્યારે જઉં છું.

( જાય છે. )

અન૦–( થોડું ચાલીને ઠોકર વાગવાનું નિરૂપે છે. ) હાયરે ! આ તો ઉતાવળે ચાલતાં ઠોકર વાગી ને મ્હારા હાથમાંથી ફૂલછાબડી યે પડી ગઇ ! ( એમ કહી ફૂલો વીણવા લાગે છે. )

( પ્રિયંવદા આવે છે. )

પ્રિયં–સખિ ! જનમવાંકા તે કદિ સીધા થાય ? ગમે તેટલાં વીનવણાં કરીએ તો ય માને ? છતાં ય, માંડ માંડ તેમને જરા...ક પીગળાવ્યા.

અન૦–( જરા હસીને ) સદ્ભાગ્ય, સખિ ! જરાતરા યે પીગળ્યા એ તો ઘણુંય. નહિ તો વળી, એમની પાસેથી તે દયા કેવી ?...હં...પણ ત્યાં શું થયું ?

પ્રિયં૦–પાછા ફરવા માટે મ્હેં તો એમને બહુ યે વિનવ્યા. કેટલા ય કાલાવાલા કર્યા: પણ એ એકના બે ન જ થયા. ત્યારે મ્હેં એમને વિજ્ઞપ્તિ કરી કે:—

'ભગવન્ ! કણ્વદેવની પુત્રી એ તો આપની જ પુત્રી ! આપના તપપ્રભાવથી એ અજાણી જ છે. ને આ તેનો અપરાધ પણ પહેલો જ છે. તો ભગવાને તેના એક અપરાધની ક્ષમા આપવી જોઇએ:'

અન૦–હં...પછી ? પછી એમણે શું કહ્યું ?

પ્રિયં૦–પછી, એમણે કહ્યું કે,

'મ્હારૂં વચન કદાપિ ફરે જ નહિ. પણ, જા, કોઈ અભિજ્ઞાનાભરણનું દર્શન થતાં જ એ શાપ ટળશે.'

એટલું કહીને તરત જ એ અદૃશ્ય થઇ ગયા.

અન૦–એટલું યે ઠીક સ્તો ? થોડું ઘણું આશ્વાસન તો ખરું ? સાંભરે છે ને ? પેલા રાજર્ષિ પોતાનાં નામવાળી વીંટી સંભારણાં તરીકે, શકુન્તલાને પહેરાવતા ગયા છે. એટલે શાપ ટાળવાનો ઉપાય પણ શકુન્તલાના હાથમાં જ છે.

પ્રિયં૦–ચાલ ત્યારે, સખી ! હવે દેવકાર્ય કરી લઇએ.

( બન્ને જાય છે. )

પ્રિયં૦–( જતાં જતાં ) પ્હણે જો તો ખરી, અનસૂયા ! ડાબા હાથ પર મોઢું ટેકવીને શકુન્તલા બેઠી છે ! કેવી સ્તબ્ધ લાગે છે ? જાણે ચીતરેલી જ હોય નહિ ! પતિના વિચારમાં ને વિચારમાં એને પોતાનું ય ભાન નથી રહ્યું. ત્યારે કોઈ આવતાજતાનું તો કયાંથી જ રહે ?

અન૦–અલી ! પણ, ઉભી રહે જરાક. એક વાત કહી લઉં. આપણી આ સખીનો સ્વભાવ બહુ સુકુમાર છે : એટલે તે, જો આ વાત સાંભળશે, તો તેને કંઈ નું કંઇ થઇ જશે. માટે ધ્યાનમાં રાખજે, હો ! આ શાપની વાત, આપણા બે સિવાય ત્રીજા કોઇને કાને ન જાય. આપણે આપણી સખીને બચાવવી છે. શું સહમજી ?

પ્રિયં૦–અરે ! એવું તે થાય કદિ ? નવમાલિકાને ખદખદતાં પાણી તે કોણ સીંચે ?

( બન્ને જાય છે. )

—વિષ્કમ્ભ સમાપ્ત—

## અંક ચોથો

( તરત જાગેલો શિષ્ય આવે છે. )

**શિષ્ય**–ભગવાન્ કાશ્યપ પ્રવાસેથી પાછા પધાર્યા છે. તેમણે મ્હને સમય જોવાની આજ્ઞા કરી છે. જરા ખુલ્લામાં જઇને જોઉં તો ખરો કે રાત્રિ હવે કેટલી બાકી રહી છે? ( જાય છે અને જુએ છે. ) અરે ! આ તો મળસ્કું થઈ ગયું !

આ ઔષધીપતિ જતો અંહી અસ્તશૃંગે,
આ સૂર્ય ત્યાં, અરુણ સ્થાપી સ્થાગ્ર, આવે;
અસ્તોદયે ઉભય જ્યોતિતણાં જ સાથે,
બંધાય મર્ત્ય નિજ સર્વ દશાથી જાણે! ૨

વળી,

અદશ્ય ચન્દ્ર બનતાં, સરપોયણી આ
ઠારે ન નેત્ર: સ્મૃતિશેષ દીસંત શોભા;
વ્હાલો જતાં, વિરહનાં અબલાજનોને
દુ:ખો અસહ્ય અતિશે દહતાં જ નિશ્ચે. ૩

( ત્યાં પડદો ઉંચો કરીને અનસૂયા પ્રવેશ કરે છે. )

**અન૦**–હું તો વિષયરસથી અજાણી છું: એટલે મ્હને એની શી ખબર પડે? છતાં ય એટલું તો સ્હમજું છું કે રાજર્ષિએ શકુન્તલા તરફ અનાર્ય જ આચરણ કર્યું છે: આર્યને–ને તેમાં યે રાજર્ષિને તો–એ ન જ છાજે.

**શિ૦**–ગુરુજીને નિવેદી આવું કે હોમવેલા થઈ છે. (શિષ્ય જાય છે.)

અન૦—જાગી છું તો ય શું કરું ? મ્હારાં તો ગુડાં ગળી ગયાં હોય તેમ લાગે છે. ભલે હવે કામદેવની કામનાઓ તૃપ્ત થાય ! કાં તો મ્હારી ભોળી સખી જુઠ્ઠાબોલા રાજાને વરી : ને કાં તો દુર્વાસાનો શાપ ફળ્યો : નહિ તો, રાજર્ષિ તે વળી આમ કરે ? અંહી હતા ત્યારે કેવું મીઠું મીઠું બોલતા'તા ? ને હવે, દેશમાં ગયા પછી એક ચીઠ્ઠી સરખી યે ન લખી....ત્યારે, આ અભિજ્ઞાનાંગુલિ તેમને મોકલાવું તો ?...પણ દુઃખીઆરા તપસ્વીઓમાંથી કોને કહું ? જાણું છું કે, દોષ બધો મ્હારી સખીનો જ છે. કાશ્યપ બાપુ પ્રવાસેથી પાછા ફર્યા છે : શકુન્તલા દુષ્યન્તને પરણી અને સીમન્તિની થઈ, એ વાત બાપુજીને કહેતાં તો મ્હારી જીભે ય નથી ઉપડતી : શું કરું ?

( ત્યાં પ્રિયંવદા આવે છે. )

પ્રિયં૦—( સહર્ષ ) શકુન્તલાને આજે વળાવવી છે, બ્હેન ! ચાલ, તેને માટે તૈઆરીઓ કરીએ. વ્હેલી થા.

અન૦—કેમ, એમ ? સખી !

પ્રિયં૦—સાંભળ, બ્હેન ! કેવીક નીંદર આવી'તી તે પૂછવા હું શકુન્તલા પાસે ગઇ હતી, ત્યાં...

અન૦—ત્યાં શું થયું, બ્હેન ?

પ્રિયં૦—ત્યાં શકુન્તલા લજ્જાદળ્યા વદને ઉભી હતી. ને બાપુજી તેના ખભા પર હાથ રાખીને તેને અભિનન્દન આપતા હતા. બાપુજી કહેતા'તા કે–' દૃષ્ટિ ધૂમાડાથી રુંધાઇ ગયેલી હોવા છતાં ય યજમાને આપેલી આહુતિ તો સદ્દભાગ્યે અગ્નિમાં જ પડી : સારા શિષ્યને આપેલી વિદ્યાની જેમ, બેટા ! ત્હારો ય મ્હને શોક નથી થતો. આજે જ હું ત્હને સાસરે વળાવીશ. ઋષિઓ ત્હને મૂકવા ત્હારી સાથે આવશે. '

**અન૦**–તે બાપુજીને આ વાત કોણે કરી હશે, ભલા ?

**પ્રિયં૦**–કોઇએ નહિ. બાપુજી આહુતિ આપતા'તા ત્યારે આકાશવાણી થઈ હતી.

**અન૦**–આકાશવાણી ? શી હતી એ આકાશવાણી ?

**પ્રિયં૦**—

'પ્રજાની ભૂતિને કાજે દુષ્યન્તતેજ ધારતી;
પુત્રીને જાણજે, બ્રહ્મન્! અગ્નિગર્ભા શમીસમી.' ૪

**અન૦**–( પ્રિયંવદાને ભેટીને ) ભલે થઈ, બ્હેન ! મ્હારી આંખ્યો ઠરી : પણ શકુન્તલા આજે જ જાય છે તે સાંભળીને તો મ્હને શોક ને સંતોષ બન્ને થાય છે.

**પ્રિયં૦**–આપણી બ્હેન જો સુખી થતી હોય તો આપણો શોક તો આપણે ગમે તે રીતે ય વિસારી દઇશું.

**અન૦**–ને તેથી જ, શકુન્તલા જાય ત્યારે તેને પહેરાવવા માટે બોલસરીનાં મઘમઘતાં ફૂલોની માળા મ્હેં ગૂંથી રાખી છે. પેલા આંબાની ડાળે નાળીયેરના કરંડીયામાં એને મૂકી છે. તેને જરા ઝાલી રાખને, બ્હેન ! એટલામાં હું કસ્તૂરી, તીર્થોની માટી, દરભનાં કૂંપળો આદિ મંગળ સામગ્રી લઈ આવું.

**પ્રિયં૦**–જા ત્યારે : ( અન૦ જાય છે : પ્રિય૦ પુષ્પો તોડતી દેખાય છે. )

( નેપથ્યમાં )

ગૌતમી ! શકુન્તલાને વળાવવી છે : શાર્ઙ્ગરવ આદિને બોલાવ તો !

**પ્રિયં૦**–( સાંભળીને ) ઝટ કર, અનસૂયા ! આ તો ઋષિઓને હસ્તિનાપુર જવા માટે બોલાવવામાં આવે છે !

( મંગળ સામગ્રી લઇને દાખલ થતાં )

**અન૦**–ચાલ, ત્યારે જઇએ, બ્હેન ! (બન્ને જાય છે, જતાં જતાં)

**પ્રિયં૦**–(જોઇને) જો તો ખરી ! હ્મણે શકુન્તલા ઉભી છે. સૂર્યોદય થતાં એણે અભ્યંગસ્નાન કરી લીધું લાગે છે. ને અનિષ્ટ દૂર કરવા માટે હાથમાં અક્ષત લઈને, સ્વસ્તિ-વાચન કરતી તપસ્વિનીઓ તેને અભિનન્દન આપે છેઃ ચાલ ત્યાંજ જઇએ.

( જાય છે. )

( ઉપર કહ્યું તે પ્રમાણે શકુ૦ અને તપસ્વિનીઓ પ્રવેશ કરે છે. )

**એક તપ૦**–(શકુ૦ ને) બાપુ ! ત્હારો પતિ ત્હારા પર પૂર્ણ પ્રેમ રાખીને, ત્હને ‘મહાદેવી’ કહીને બોલાવે એવો મ્હારો આશીર્વાદ છે.

**બીજી૦**–બેટા ! વીરપ્રસવિની થજે.

**ત્રીજી૦**–ત્હારા પતિની માનીતી થજે, માડી !

( એમ આશીષો દઈને ગૌતમી સિવાય બીજી સર્વ જાય છે. )

**સખીઓ**–(આવીને) સુખસાગરમાં તરબોળ થજે, બ્હેનડી !

**શકુ૦**–આવો, આવો, બ્હેનો ! બેસો અંહી.

**બન્ને સખીઓ**–(મંગળપાત્ર લઈ આવે છે) ચાલ, અલી ! તૈયાર થા. ત્હારો સૌભાગ્યશૃંગાર રચી લઈએ.

**શકુ૦**–આભાર થયોઃ પણ હાયરે ! મ્હને આવી સખીઓનો શણગાર તો ક્યાંય નહિ મળે. (રડે છે.)

**બન્ને૦**–પણ, બ્હેન ! આમ મંગલ અવસરે રડાય નહિ, બા !

( આંસુ લુછે છે. )

**પ્રિયં૦**–ત્હારું રૂપ તો, માડી ! આભરણોને યોગ્ય છેઃ આશ્રમમાં એ વેડફાઇ જાય. અંહી તે એવાં ક્યાં ભૂષણો હોય ?

( હાથમાં છાબ લઈને બે ઋષિકુમારો આવે છે. )

**બન્ને ઋષિ૦**–આ અલંકારો લાવ્યા છીએઃ બ્હેનને શણગારી લોઃ

( અલંકારો જોઇને સર્વે વિસ્મય પામે છે. )

**ગૌ૦**–નારદ! બેટા! આ ક્યાંથી લાવ્યો?

**પ્રથમ**–કાશ્યપબાપુના પ્રભાવથી.

**ગૌ૦**–તે, એમણે આ શું મનથી જ બનાવી કાઢયા છે?

**બીજો**–નાજી. બાપુજીએ અમ્હને વનસ્પતિ પાસેથી પુષ્પો લાવવાનું કહ્યું, એટલે:—

આપ્યું મંગલ ક્ષૌમ ઇન્દુધવલું કોઈ તરૂએ મ્હને,
ને લાક્ષારસ કોઇએ વળી દીધો, શોભાવવા પાદને;
બીજાંએ, વનદેવતાની કળીની હાથેળી કાંડાસુધી,
કાઢીને હરિફાઇથી અવનવા શૃંગાર દીધા વળી. ૫

**પ્રિયં૦**–( શકુ૦ ને જોઇને ) ત્યારે તો, અલી! મ્હને લાગે છે કે, ત્હું ત્હારા પતિને ઘેર નક્કી રાજલક્ષ્મી જ ગણાશે.

( શકુ૦ શરમાઈ જાય છે. )

**પ્રથમ ઋષિ૦**–ગૌતમ! બાપુજીએ અભિષેક કરી લીધો હશે. ચાલો, આપણે તેમની પાસે જઇએ ને તેમને વનસ્પતિની સેવા નિવેદન કરી આવીએ.

**બીજો**–હા ચાલો. ( બન્ને જાય છે. )

**સખી૦**–બ્હેનાં! અમ્હે તે અલંકારો ક્યારે પહેર્યા હોય? ને તેથી અમ્હને તે પહેરાવતાં આવડે ય કેમ? છતાં ય ચિત્રકળાના જ્ઞાનથી આવડશે તેવાં પહેરાવીશું, હો!

**શકુ૦**–રહો હવે: ત્હમારાં નૈપુણ્યને હું ક્યાં નથી જાણતી?

( બન્ને શણગારે છે. )

( ત્યાં સ્નાનાદિકથી પરવારીને કાશ્યપ આવે છે. )

**કાશ્યપ**–

ઉત્કંઠા હૃદયે વસે, ગળગળો થાતો વળી કંઠ ને
'જાશે આજ શકુન્તલા' સ્મરી, સ્મરી, ચિન્તા રૂંધે દૃષ્ટિને;

પીડાયે વનવાસી આમ મુજશો સ્નેહે કરી આવડો,
સંસારી ન પીડાય કેમ નવલા પુત્રીવિયોગે કરી ? ૬

( એમ કહીને ફરે છે. )

**સખી०**—અલી શકુન્તલા ! ત્હેં અલંકારો તો પહેરી લીધાઃ હવે આ રેશમી વસ્ત્રો પહેરી લે.

**ગૌ०**—મ્હારી મીઠડી ! આનન્દભર્યાં નેત્ર ત્હને ભેટતા હોય નહિ, એવા આ ગુરુદેવ આવીને ઉભા છે. તેમને પ્રણામ કર.

**શકુ०**—( લજ્જાથી ) બાપુજી ! પ્રણમું છું.

**કા०**—બેટા !

યયાતિતણી શર્મિષ્ઠાસમી સ્વામીની માનીતી
થજે, ને ચક્રવર્તી ત્હું પૂરુશો પુત્ર પામજે ! ૭

**ગૌ०**—આ આશીષ તો વરદાન જેવી છે, ભગવન્ !

**કા०**—આ તરફ આવઃ બેટા ! આ હુતાગ્નિની પ્રદક્ષિણા કરઃ

( બધાં પ્રદક્ષિણા કરે છે. )

**કા०**—( ઋક્છન્દથી આશીષ આપે છે. )

अमीं वेदिं परितः क्लृप्तधिष्ण्याः
समिद्वन्तः प्रान्तसंस्तीर्णदर्भाः ।
अपघ्नन्तो दुरितं हव्यगन्धै-
र्वैतानास्त्वां वह्नयः पावयन्तु ॥ ८

ઉભા રહો અંહી. ( દૃષ્ટિક્ષેપ કરીને ) અલ્યા ? ક્યાં ગયા શાર્ઙ્ગરવ વગેરે ? ( શિષ્ય આવે છે. )

**શિ०**—આ રહ્યા, ભગવન્ !

**કા०**—બ્હેનને હવે રસ્તો બતાવ.

**શા०**—આ રસ્તે, બ્હેનાં ! આ રસ્તે !

(સર્વે ચાલે છે. )

કા૦–તપોવનનાં ઓ તરૂવરો !

પાણી યે પ્રથમે ન પીતી ત્હમને સીંચ્યા વિના જે કદિ,
વ્હાલાં ભૂષણ ખુબ, તો ય કદિના પત્રે ય જે તોડતી;
ને ફૂલો ત્હમને ફૂટે નવલ ત્યાં, રાચે ગણી ઉત્સવ,
તે આ જાય શકુન્તલા પતિગૃહે, તેને અનુજ્ઞા દીઓ! ૯

( ત્યાં કોકિલાનો ટહુકાર સાંભળીને )

વનનાં તરૂબન્ધુની આજ્ઞા પામી શકુન્તલા;
આપે સૌ ઉત્તરો આર્દ્ર કૂજને કોકિલા તણા: ૧૦

( ત્યાં આકાશવાણી થાય છે. )

હો પદ્મિનીનીલ સરે તુજ વાટ રમ્ય,
હો સહ્ય, ગાઢ તરૂથી રવિરશ્મિતાપ;
હો રેણુ ત્યાં કમળની કુમળી રજોની,
હો વાયુ શાન્ત, અનુકૂલઃ શિવ પ્રવાસ ! ૧૧

( સર્વ સવિસ્મય સાંભળે છે. )

ગૌ૦–બાપુ ! ત્હારાં સ્નેહાળ ભાંડુઓ જેવા, આ તપોવનના દેવતાઓ ત્હને જવાની રજા આપે છે. તેમને પ્રણામ કર.

શકુ૦–( પ્રણામ કરીને, જનાન્તિકે ) અલી પ્રિયંવદા ! એક તરફથી આર્યપુત્રનાં દર્શન કરવા જીવ તલપે છે; ને બીજી તરફથી, આ આશ્રમ છોડતાં પગ પાછા પડે છે.

પ્રિયં૦–પણ, બ્હેનડી ! કંઈ ત્હને જ તપોવન છોડતાં દુઃખ થાય છે એમ નથી. તપોવનની યે તેવી જ દશા છે : જો ને—

દર્ભોતણાં કવલ આ મૃગીઓ તજે છે,
સર્વે મયૂર નિજ નર્ત્તન રમ્ય છાંડે;
બ્હેની ! નિહાળ વનવેલડીઓ બધી યે
પીળાં શું પત્ર નિજ, ખેરવી અશ્રુ સારે ! ૧૨

**શકુ૦** ( એકાએક કંઈ સાંભરી આવતું હોય તેમ ) પણ, મ્હારી આ લતાબ્હેનડી વનજ્યોત્સ્નાને તો મળી આવું !

**કા૦**—ત્હારું તેના તરફ સગી બ્હેન જેવું હેત છે તે હું જાણું છું, બેટા ! જો આ રહી તે જમણા હાથ તરફ.

**શકુ૦**—વનજ્યોત્સ્ના ! બ્હેનડ ! આ આંબાને આલિંગીને ત્હું ઉભી છો, તો ય ત્હારી આ શાખાઓરૂપી બાહુવડે મ્હને એકવાર—છેલ્લી જ વાર—ભેટી લે: હવે તો હું ત્હારાથી વિખુટી પડવાની છું: બ્હેનડી રે ! હવે ક્યારે મળીશું ?

**કા૦**— પૂર્વે વિચાર તુજ કાજ કર્યો હતો મ્હેં,
તેવો જ યોગ્ય પતિ નિશ્ચય પામી પુણ્યે;
ને આ મળી જુઈલતા વળી આમ્રવૃક્ષે,
ચિન્તા ત્હમો ઉભયની શમી સર્વ આજે ! ૧૩

આ રસ્તે ચાલ, બેટા ! આ રસ્તે:

**શકુ૦**—બ્હેનો ! મ્હારી આ વનજ્યોત્સ્નાને સાચવજો, હો ! તેને હું ત્હમને સોંપી જઉં છું.

**સખીઓ૦**—પણ અમ્હને ત્હું કોના હાથમાં સોંપી જાય છે ? બ્હેનડ ! ત્હું તો જાય છે: હવે અમ્હારું કોણ ?

( બન્ને રડે છે. )

**કા૦**—અનસૂયા ! બાપુ ! બહુ થયું: રડ મા, બ્હેન ! ત્હમારે બન્નેએ તો શકુન્તલાને ધીરજ આપવી જોઇએ. રડ મા, જોઉં ?

( સર્વે ચાલતાં થાય છે. )

**શકુ૦**—બાપુજી ! આ હરિણી હમણાં તો સગર્ભા થઇને આશ્રમમાં ફરે છે: તે નિર્વિઘ્ને વીઆય ત્યારે તેની વધાઈ મ્હને મોકલશો ને ?

**કા૦**—જરૂર મોકલીશ: નહિ ભૂલું, બેટા !

**શકુ૦**–( ગતિભંગ બતાવીને ) પણ મ્હારો છેડો કોણ ખેંચે છે આ ?

**કા૦**–બેટા !

રૂઝાવવા કુશ અણીથી પડેલ ત્રાવ,
જેને મુખે લગવી ઇંગુદિ કેરું તેલ;
સામો મુઠી મુઠી દઈ, વળી ત્હેં ઉછેર્યો,
કેડો મૂકે ન મૃગ એ તુજ પુત્ર જેવો. ૧૪

**શકુ૦**–મ્હારી પાછળ પાછળ શીદ આવ છ, બાપુ ? ત્હને જન્મ આપીને તરત જ ત્હારી માતા તો મરી ગઈ. અને પછી, ત્હને–માવ્હોણાને–અમ્હે જ ઉછેર્યો. હવે હું પરદેશ જઉં છું, પણ બાપુજી ત્હારી સરત રાખશે. પાછો ફર, બેટા ! મ્હારી પાછળ ન આવ. જા, બાપ ! પાછો જા હવે. ( રડતી રડતી જાય છે )

**કા૦**– નેત્રોની ભીની, ઉચી પાંપણ દૃષ્ટિ રૂંધે,
તો ખાળ ધૈર્ય ધરી, બ્હેનડ ! અશ્રુઓ એ;
અજ્ઞાત આ ઉચી નીચી ભૂમિમાંહિ ત્હારાં
જોને ! પડે લથડતાં સ્થિરતા વિનાનાં ! ૧૫

**શાર્ઙ્ગ૦**–ભગવન્ ! કહે છે કે સ્નેહીસંબંધિઓએ જળાશય સુધી જ વળાવવા જવું. તો આ સરોવર તો આવ્યું: એટલે જે કાંઇ કહેવું કહાવવું હોય તો કહી, આપે અહીંથી જ પાછા વળવું જોઇએ.

**કા૦**–ત્યારે આ અંજીરને છાંયડે જ બેસીએ. ( બધા બેસે છે. )

**કા૦**–( સ્વગત ) દુષ્યન્તને તેના યોગ્ય હું શો સન્દેશો કહાવું ?

**શકુ૦**–( જનાન્તિકે ) અલી ! જો તો ખરી ! આ કમળની પાછળ જ પોતાનો સહચર રહ્યો છે. છતાં ય તેને ન

જોવાથી બીચારી આ ચક્રવાકી રડે છે ને રડતાં રડતાં, ‘હું દુષ્કર કરું છું’ એમ કહે છે!

**અન૦**–એવો વિચાર સરખો યે ન લાવીએ, બ્હેન!

આ યે પ્રિયવિણ રજની, વિતવતી, ખેદે દીર્ઘ અતીવ થતી;
વિરહદુઃખ મ્હોટાં યે સહવે આશાબન્ધ ખરે. ૧૬

**કા૦**–શાર્ઙ્ગરવ! આ શકુન્તલાને રાજા પાસે લઇ જઇ તેને મ્હારી વતી કહેજે કે:–

જોઇ સારી રીતે, તપોધન અમ્હે, ઉંચું કુલે આપનું,
આની આપવિશે સ્વતંત્ર નિરખી સ્નેહપ્રવૃત્તિ વળી;
બીજી રાણીશું આપ આ નિરખજો સામાન્ય સન્માનથી,
ભાગ્યાધીન વધુ બીજું, પીયરીઆંથી તે ન બોલાય કૈં. ૧૭

**શા૦**–જી, સ્હમજ્યો: બીજું કંઇ?

**કા૦**–બસ એટલું જ. (શકુન્તલાને) ને બેટા! ત્હને ય કંઇક કહેવાનું છે. વનવાસી તો ય અમ્હે વ્યવહાર સ્હમજીએ, હો!

**શા૦**–બુદ્ધિશાળી તો બધું ય જાણે.

**કા૦**–સાસરે જઇને બેટા!

સેવા નિત્ય વડીલની કરી, ગણી બ્હેનો બીજી રાણીઓ,
રીસાઇ થતી ના વિરુદ્ધ પતિ જો કો દિ અવજ્ઞા કરે:
દાક્ષિણ્યે વળી ભૃત્ય રાખી વશ, ને ફૂલાતી ના ભાગ્યથી,
એ રીતે ગૃહિણી બને યુવતીઓ, બીજી કુલે શાપશી: ૧૮

કેમ બરાબર છે ને, ગૌતમી?

**ગૌ૦**–હાસ્તો! પીયરીઆંએ તો આવો જ ઉપદેશ આપવો ઘટે: (શકુ૦ ને) મ્હારી વ્હાલુડી! આ ધ્યાનમાં રાખજે, હો!

**કા૦**–ત્યારે હવે, મ્હને ને ત્હારી સખીઓને ભેટી લે, બેટા!

**શકુ૦**–બાપુજી! ત્યારે આ પ્રિયંવદા વગેરે પણ અંહીથી જ છૂટાં પડશે?

કા૦—બ્હેન ! તેમને ય પરણાવવાની છે ને ? તેમનાથી ત્યાં ન આવી શકાય. આ ગૌતમી આવશે ત્હારી સાથે.

શકુ૦—( પિતાને ગળે વળગી પડીને ) હાયરે ! મલયતટથી ઉખડી પડેલી ચન્દનલતા જેવી હું, બાપુજી વિના પરદેશમાં શી રીતે જીવી શકીશ ?

કા૦—પણ બેટા ! એમ ગભરાય છે શાની ?

જ્યારે બ્હેન ! રહી કુલીન પતિનાં શ્લાઘ્યે ગૃહિણીપદે,
સ્વામીનાં વિભવે વડાં ક્ષણ ક્ષણે કાર્યે ગુંથાઈ જશે;
પ્રાચી જેમ દિનેશ, તેમ પ્રસવી સત્પુત્ર ત્હું પાવન,
બેટા ! ભુલી જશે બધો વિરહને સન્તાપ ત્યારે મુજ. ૧૯

( શકુ૦ પિતાને પગે પડે છે )

કા૦—મ્હારા આશીર્વાદ ત્હને ફળો !

શકુ૦—( સખીઓ પાસે જઇને ) આવો, બ્હેનડીઓ ! આજે છેલ્લી વાર ભેટી લઇએ.

સ૦—( ભેટીને ) બ્હેનાં ! ત્હારો પતિ તો રાજા છે. એટલે કદાચ ને તે ત્હને ભૂલી જાય તો તેનાં નામવાળી આ વીંટી તેને બતાવજે, હો !

શકુ૦—ત્હમારાં સન્દેહ ઉપજાવે તેવાં વાકયોથી તો હું ગભરાઉં છું.

સ૦—ગભરાઇએ નહિ, બ્હેન ! સ્નેહ તો હંમેશાં પાપશંકીજ હોય !

શા૦—વિલમ્બ ન કરો હવેઃ મધ્યાહ્ન થયો છે.

શકુ૦—( આશ્રમ તરફ જોઇને, પિતાને ) હે બાપુજી ! ત્યારે શું હું તપોવનનાં દર્શન ફરીથી કદિ યે નહિ કરી શકું ?

કા૦—સાંભળ બ્હેન !

ચોખંડ આ મહીની દીર્ઘ રહી સપત્ની,
દુષ્યન્તનો અનુપ ત્યાં વળી પુત્ર સ્થાપી;

તેને સમર્પી કુલભાર, પતિની સાથે,
આવીશ ત્હું ફરીથી આશ્રમ શાન્ત મધ્યે! ૨૦

**ગૌ૦**–હવે તો મુહૂર્ત્ત પણ ચાલ્યું જાય છે. બેટા! બાપુજીની રજા લઇ લે. નહિ તો, વાતો તો ખૂટશે જ નહિ. (કાશ્યપને) ને આપ પણ હવે પધારો.

**કા૦**–ત્યારે જઉં છું, બેટા! અનુષ્ઠાનમાં વિલમ્બ થાય છે.

**શકુ૦**–બાપુજી! જુઓ તો ખરા! તપને લીધે ત્હમારું શરીર કેટલું બધું નંખાઇ ગયું છે? હવે વળી, મ્હારી ચિન્તા કરીને તેને વધુ સૂકવી ન નાખશો.

**કા૦**–(નિઃશ્વાસ મૂકીને) અરે, દીકરી!

પૂર્વે નિવારબલિ ત્હેં કુટિદ્વાર પાસે,
વેર્યો અંહીંતણો દીસંત ઉગ્યો બધે તે;
ત્હારાં રૂડાં સ્મરણશો અવલોકી તેને,
ક્હેને! ભૂલીશ કયમ હું? કયમ શોક જાશે? ૨૧

પણ, જા, બેટા! વિલમ્બ થાય છે. **शिवास्ते पन्थानः सन्तु ॥**

(શકુ૦ અને સહચારીઓ જાય છે.)

**સ૦**–(શકુ૦ ને જોઇને) હાયરે! શકુન્તલા તો વનરાજી વીંધીને ચાલી ગઇ! હવે તો દેખાતી ય નથી.

**કા૦**–(નિઃશ્વાસપૂર્વક) બેટા! અનસૂયા! ગઇ ત્હમારી સહધર્મચારિણીઃ હવે શોક શાદ કર છ, બાપુ? જો, જોઉં, બ્હેન! હવે રડવું મૂકી દેઃ ને મ્હારી સાથે ચાલો બન્ને ય.

**બન્ને૦**–બાપુજી! શકુન્તલાવ્હોણું તપોવન કેવું સૂનસૂનકાર ભાસે છે? અમ્હે ત્યાં કેમ આવી શકીશું? બાપુજી! અમ્હારા પગ કેમ ઉપડશે?

કાo—સ્નેહપ્રવૃત્તિ તો એવી જ હોય. (વિચાર કરીને ફરતાં ફરતાં) હા...શ...શકુન્તલાને આજે સાસરે વળાવીને સ્વસ્થ થયો. કારણ કે;—

કન્યા ખરે! છે પરકીય દ્રવ્ય,
તેને વળાવી પતિઘેર આજે;
મ્હારો થયો નિર્મળ અન્તરાત્મા,
સોંપી દીધે થાપણ જેમ પાછી. ૨૨

(બધા જાય છે.)

: અંક ચોથો સમાપ્ત :

## અંક પાંચમો

( આસન પર બેઠેલા રાજા અને વિદૂષક પ્રવેશ કરે છે. )

**વિદૂષક**–( કંઈક સાંભળવાનું નિરૂપીને ) અરે વયસ્ય ! સંગીત-શાળા તરફ ધ્યાન તો આપો ! સાંભળો છો ? કેવી સ્પષ્ટ ને કોમળ ગીતિ ગવાય છે ? વાહ ! વાહ ! કેવી મધુર છે એના શબ્દોની રચના ? હું તો ધારું છું કે, પેલી હંસ-પદિકા સંગીતની તાલીમ લેતી હશે !

**રાજા**–મૂંગો મર હવે: સાંભળવા દે:

( આકાશમાં ગવાય છે )

અભિનવ મધના લોભી ! આમ્રમંજરી ચૂમી ચૂમી લઇને;
હવા, ભ્રમર હો ! કમલે વસી, થઈ સુખી, વિસરે કયમ એ. ૧

**રાજા**–વાહ ! વાહ ! કેવી મધુર ગીતિ ? નરી પ્રેમનીનરતા જ જાણે !

**વિ૦**–તે અરથ બરથ સહમજ્યા કે પછી, એકલું વાહવાહજ ?

**રાજા**–( સ્હેજ હસીને ) જાણું છું: દેવી વસુમતી સાથે મ્હેં એક વખત પ્રીત કરેલી: તેનું આ મ્હેણું છે: અલ્યા માઢવ્ય ! ત્હું હંસપદિકા પાસે જા: અને મ્હારી વતી તેને કહે કે, 'મ્હેણો તો સરસ માર્યો !'

**વિ૦**–જેવી આજ્ઞા: ( ઉઠીને )...અં...જઉં તો ખરો: પણ વયસ્ય ! પે–પેલી હંસપદિકાને જાણો છો ? અ–એ કેવી છે ? ન કરે નારાયણ ને મ્હારી ચોટલી એ બીજાઓ પાસે ઝલાવીને અડદાવો જોખી નાખે તો–તો–છે તે...કોક

બાપડો નિષ્કામ મુનિ જેમ અપસરાના હાથમાં સપડાય ને? તેમ–છે તે, મ્હ–મ્હારો યે છૂટકારો કેમ ય નહિ થાય!

**રાજા**–એમ ગાળા શું ચાવ છ? ગૃહસ્થની રીતે વાત કરજે ને! આડુંઅવળું વેતરતો નહિ.

**વિ૦**–બાપ રે! હવે શું થશે? (જાય છે.)

**રાજા**–(સ્વગત) અરે! પણ આમ કેમ થતું હશે, ભલા? કોઇ પ્રણયિજનનો વિયોગ તો છે નહિ: છતાં ય પેલું ગીત સાંભળીને હૃદય આમ બળું બળું કેમ થતું હશે?...હં...પણ, એ તો હોય...

શબ્દો સુણી મધુર કે કંઈ રમ્ય ભાળી,
થાયે સુખી ય જન વ્યાકુલ ખૂબ ચિત્ત;
તો ભાવમાં સ્થિર થઈ રહી કો' અજાણ્યે,
નક્કી સ્મરંત, જનનાન્તરકેરી મૈત્રી. ૨

(એમ કહીને ચિન્તાતુર બેઠો રહે છે.)

(ત્યાં કંચુકી આવે છે.)

**કંચુકી**–રે! રે! મ્હારી છેક આ દશા થઈ!

અન્તઃપુરે ભૂપતણાં, થઇ સાવધાન,
રક્ષાર્થ જે છડી ધરી હતી પૂર્વકાલે;
રે! તે જ આજ વિતતાં બહુ દીર્ઘ કાલ,
ટેકાસમી લથડતાં તન આ થઇ જ. ૩

દેવશ્રી હજી ધર્માસનપરથી હમણાંજ ઉભા થયા છે. હજી વિશ્રાન્તિ યે પૂરી નહિ લીધી હોય. ત્યાં વળી પેલા કણ્વ શિષ્યોના આવવાની ખબર આપીને તેમાં વિક્ષેપ પાડું?...શું કરું? મ્હને તો કંઈ યે સ્હમજાતું નથી....પણ, રાજાએ ધર્મકાર્યમાં વિલમ્બ શા માટે કરવો જોઇએ? લોકશાસન કરનારને વિસામા વળી કેવ

અશ્વો રવિ એક જ વાર જોડે,
વાયુ અવિશ્રાન્ત સદા વહે છે;
સદા મહીભાર ધરંત શેષ,
ભૂપાલકેરો પણ ધર્મ એ જ. ૪

માટે કહેવા જ દે ! ( ફરતાં ફરતાં જોઇને )
આ રહ્યા દેવશ્રી !

પાળી પ્રજાને સ્વપ્રજાશી ભૂપ,
ઉદ્વિગ્ન એકાન્તવિશે વિરાજે;
યૂથો ચરાવી રવિતપ્ત જેમ,
માતંગ શીળા સ્થળમાં વિરાજે. ૫

( રાજા પાસે જઇને )

વિજય હો, સ્વામીનો ! મહારાજ ! હિમાલયની તળેટીમાં વસતા કેટલાક તપસ્વીઓ કાશ્યપઋષિનો સંદેશો લઇને આવ્યા છેઃ તેમની સાથે બે એક સ્ત્રીઓ પણ છેઃ તેમની વાત સાંભળીને યથારુચિ આજ્ઞા કરવાને આપ સમર્થ છો :

**રાજા**—( આદરપૂર્વક ) તપસ્વીઓ ? ભગવાન્ કાશ્યપનો સંદેશો લઇને ?

**કં૦**-જી, હાઃ

**રાજા**-ત્યારે ત્હું આપણા ઉપાધ્યાય સોમરાતની પાસે જાઃ મ્હારાવતી તેમને વિજ્ઞપ્તિ કરજે કે એ આશ્રમવાસીઓનો વેદોક્ત વિધિથી સત્કાર કરી, તેઓ પોતે જ એમને મ્હારી પાસે લાવેઃ હું, તેમની પ્રતીક્ષા કરતો, દર્શન કરવાની અનુકૂલતા પડે એવા સ્થાનમાં જ બેઠો છું.

**કં૦**—જેવી દેવશ્રીની આજ્ઞાઃ ( જાય છે. )

**રાજા**—( ઉભો થઇને ) વેત્રવતી ! ચાલ, અગ્નિશાળા તરફ.

**પ્રતી૦**–આ તરફ પધારીયે દેવ ! આ તરફ:

**રાજા**–( જાય છે: જતાં જતાં અધિકારનો ખેદ નિરૂપે છે. )

વાંછના ફળે એટલે બીજાં પ્રાણીઓ સુખ પામે: પણ રાજાઓ–રાજાઓની વાંછના તો જેમ જેમ ફળતી જાય, તેમ તેમ, તેમનાં દુઃખો યે વધતાં જ જાય:

વાઞ્છા અપૂર્ણ નવ રે'તી કદિ, તથાપિ
પીડાય પ્રાપ્તિપરિપાલનકાજ ખૂબ:
એ રાજ્યદંડ કરછત્રસમો જ જાણો:
પીડા હરે સકળ ના: ન વિશેષ પીડે: ૬

( નેપથ્યમાં )

**બે વૈતાલિકો**–વિજય હજો, દેવનો !

**પ્રથમ વૈતાલિક**—

સ્વસુખતણી ન ઇચ્છા: કષ્ટ વેઠે પ્રજાર્થે:
નિશદિન તુજ ધર્મ હોય સાચ્ચો જ જાણે:
શિરપર તરુ, તાપ, તીવ્ર ને ઉષ્ણ ઝીલી,
શીતળ સુખદ આપે છાય સૌ આશ્રિતોને ! ૭

**બીજો વૈતાલિક**—

કરમહીં ધરી દંડ, દુષ્ટકેરો નિયંતા,
કલહ સહુ શમાવી, સાધતો યોગ્ય રક્ષા;
અતુલ વિભવવાળાના, બહુ બન્ધુ હોયે,
પણ સકળ જનોનો બન્ધુ તું એકલો જ. ૮

**રાજા**–હા...શ–શ્રમિત થયેલાં હૃદયને આથી નવજીવન મળ્યું.

( એમ કહીને ફરવા લાગે છે. )

**પ્રતી૦**–હોમશાળાની આ અગાશી પર પધારીયે, મહારાજ ! હમણાં જ એને સાફસૂફ કરીને સુન્દર બનાવી છે. પેલી

હોમધેનુ યે પાસે જ છે. ઉપર ચ્હડીયે, દેવ!

**રાજા**– (ઉપર ચ્હડે છે. ને પ્રતીહારીના ખભાપર હાથ મૂકીને ઉભો રહે છે.)

વેત્રવતી! ભગવાન્ કાશ્યપે મ્હારી પાસે ઋષિઓને શા માટે મોકલ્યા હશે, ભલા?

શું એ તાપસશ્રેષ્ઠનાં તપવિશે આવ્યાં હશે વિઘ્ન? કે
ધર્મારણ્ય વિશે ચરંત જીવને શું પીડતો દુષ્ટ કો'?
કે શું વન્ધ્ય થયાં હશે તરુલતા મ્હારાંજ કો' પાપથી?
એવા તર્કવિતર્કથી ઉર બધું ડ્હોળાઇ મ્હારું જતું.

**પ્રતી૦**–એમ તે હોય કદિ, કૃપાનાથ? એ ઋષિઓ તો આપના સચ્ચરિત્રથી આનન્દ પામીને, આપને અભિનન્દન આપવા આવ્યા હશે!

(ત્યાં ગૌતમી, શકુન્તલા, મુનિઓ, કંચુકી અને પુરોહિત આવે છે.)

**કં૦**–આ તરફ પધારીયે, ઋષિવરો!

**શા૦**–ભાઇ શારદ્વત!

ન મર્યાદા ત્યાગે, નરપતિ પ્રતાપી નિજ કદિ,
ચતુર્વર્ણોમાંથી, અધમ પણ ના નીતિ વિસરે;
છતાં યે એકાન્તે, નિશદિન રહેલાં હૃદયને,
દીસે જ્વાળાઘેર્યો ગૃહસમ જનેઘેર્યું સ્થળ આ: ૧૦

**શાર૦**–વનવાસીઓને તો શહેરમાં એમ જ થાય: મ્હને ય

નાહેલને મલિન મર્દનથી બનેલા,
ને શુદ્ધ ને અશુચિ, જાગૃતને સુતેલા;
જેવા દીસે પરવશો ય સ્વતંત્રને કે
એવા મ્હને સુખીજનો અંહીના દીસે છે. ૧૧

**શકુ૦**–(અપશુકન નિરૂપીને, ગૌતમીને) હાય રે! પણ મ્હારી જમણી આંખ કાં ફરકે?

**ગૌ૦**–ખમ્મા, મ્હારી દીકરી! ત્હારી સો બલા જાય! માડી! ત્હારા પતિકુલદેવતાનું સ્મરણ કરી લેઃ એટલે સૌ સારાં વાનાં થાયઃ

**પુરો૦**–( રાજાને બતાવીને ) ઋષિવરો! વર્ણાશ્રમધર્મના રક્ષણહાર આ મહારાજા, ધર્માસનમાંથી ઉઠીને તરત, આપની જ પ્રતીક્ષા કરતા અંહી બીરાજ્યા છેઃ

**શાર૦**–વાહ! વાહ! પણ, બ્રાહ્મણવર્ય! એમાં આશ્ચર્ય શાનું? એ તોઃ—

વૃક્ષો થતાં નમ્ર, નવાં ફળો થકી,
નવાં જળે નમ્ર થતાં જ વાદળો;
સમૃદ્ધિથી નમ્ર બને છ સજ્જનો,
સ્વભાવ છે એ જ પરોપકારીનો! ૧૨

**પ્રતી૦**–ઋષિઓના મુખ પર કેવી પ્રસન્નતા છાઇ રહી છે, મહારાજ? કંઇક મંગલસન્દેશ લઇને જ આવ્યા જણાય છેઃ

**રાજા**–( શકુન્તલા તરફ જોઈને ) પણ આ દેવી

સોહી રહે કળિ સુકોમળ, પાંડુ પત્રે
એવી દીસંત અંહી તાપસમધ્યમાં જે;
લાવણ્ય ઘુંઘટવિશે તનુકેરું ઢાંકયે,
અસ્ફુટ રૂપવતી કોણ હશે ય પેલી? ૧૩

**પ્રતી૦**–મથું છું, પણ કળાતું નથી, કૃપાનાથ! એ કંઇક કુતૂહલભર્યું છે. છતાં ય એટલું તો અવશ્ય જણાય છે કે એની આકૃતિ સોહામણી છેઃ

**રાજા**–હશેઃ પણ પરસ્ત્રીને એમ ધારી ધારીને જોવી તે આર્યોને ન છાજેઃ

**શાકુ૦**–( છાતી પર હાથ મૂકીને સ્વગત ) હૈયાં ! પણ આમ થરથરે કાં ? ત્હારા પર આર્યપુત્રનો ભાવ ક્યાં નથી ? ધીરજ રાખને !

**પુરો૦**–( રાજા પાસે જઈને ) આ તપસ્વીઓનું વિધિપૂર્વક પૂજન કરીને અંહી લાવ્યો છું: તેમના ઉપાધ્યાયે કંઇક સન્દેશો કહાવ્યો છે. તેને સાંભળીયે, દેવ !

**રાજા**–હં...શો સન્દેશ લાવ્યા છો ?

**ઋષિઓ**–( હાથ ઉંચા કરીને ) વિજય હો રાજનનો !

**રાજા**–પ્રણમું છું, આપ સર્વેને:

**ઋષિઓ**–મનોરથ બધા તમ સફળ થાઓ !

**રાજા**–મુનિવરો બધા કેમ છે ? તેમનાં તપ તો નિર્વિઘ્ને ચાલે છે ને ?

**ઋષિઓ**:—

રક્ષો જ્યાં ઋષિને આપ, ધર્મમાં હોય વિઘ્ન શે ?
પ્રગટે કયમ અંધારૂં તપતો રવિ હોય ત્યાં ? ૧૪

**રાજા**–ત્યારે તો મ્હારું રાજપદ સાર્થક થયું: પણ ભગવાન્ કાશ્યપ કુશળ તો છે ને ? તેમના અનુગ્રહે જ લોકની ઉન્નતિ !

**ઋ૦**–સિદ્ધોને કુશળ તો સ્વાધીન જ હોય: એમણે આપનું કુશળ પૂછાવ્યું છે ને કહાવ્યું છે કે—

**રાજા**–શી આજ્ઞા છે ભગવાનની ?

**ઋ૦**–તેમણે કહ્યું છે કે:—

'પરસ્પર પ્રેમના કોલ લઇ દઇને આપ મ્હારી પુત્રીને પરણ્યા છો, તે જાણી, હું આનન્દ પામ્યો છું: કારણ કે:–

સુયોગ્યમાં અગ્રપદે રહો તમે,
શકુન્તલા સત્કૃતિમૂર્તિ છે ખરે !

જોડું રુડું જોડી, ગુણે સમાન આ,
ઘણે દિને યે વિધિ વાદથી બચ્યો: ૧૫

તો હવે તે સીમન્તિની થઈ છે: સહધર્માચરણને માટે આપ તેનો સ્વીકાર કરો:'

**ગૌ૦**–અને, આર્ય ! મ્હારે ય કંઇક કહેવું છે: પણ શું કરું ? મ્હને તો શબ્દો યે મળતા નથી, કારણ કે

ના પૂછ્યું બન્ધુને આપે, આણે ના વડીલો ગણ્યા;
પરસ્પર મળી કીધું, તેમાં ત્રીજી હું શું કહું ? ૧૬

**શકુ૦**( સ્વગત ) ...પણ હવે આર્યપુત્ર શું કહેશે, ભલા ?

**રાજા**–આ તે વળી શું આવી પડયું ? મ્હને તો સ્હમજાતું યે નથી !

**શકુ૦**( સવિષાદ, સ્વગત ) નર્યા અંગાર જેવી જ વાણી ! શરુવાતમાં જ શ્રીફળ ?

**શાર્ઙ્ગરવ**–આપ તો લોકરીતના જાણણહાર છો : ને વળી આ શું ?

પીયેરમાં જો સધવા રહે સદા,
પતિવ્રતા, તો ય મનુષ્ય શંકતા;
ઇચ્છે સગાં તેથી સમીપ સ્વામીની,
વસે સદા એ: ન ગમી–ગમી ભલે ! ૧૭

**રાજા**–પણ હું આને પરણ્યો'તો ક્યારે ?

**શકુ૦** ( સ્વગત ) શંકા ત્હારી સાચ્ચી થઇ, મનડાં !

**શા૦**–પસ્તાવો શું પ્રથમ કીધલાં કાર્યનો આજ થાયે ?
કે ધર્મેથી વિમુખ બનતા ? ને નકારો કર્યું તે ?

**રાજા**–પણ નાહકનાં, આ બધાં આળ શે ચ્હડાવો છો ?

**શા૦**–વિકાર આવા જાગે, ઘણું કરી ઐશ્વર્યમત્ત જનમાં. ૧૮

**રાજા**–હદ થાય છે, હવે : મ્હારું...

**ગૌ૦**–ઘડીક ન શરમાતી બ્હેન ! ત્હારો ઘુમટો કાઢી નાખને, એટલે આપોઆપ જ એ ઓળખી લેશે !

( પોતે જ શકુન્તલાનો ઘુમટો કાઢી નાખે છે. )

**રાજા**–( શકુન્તલાને જોઇને સ્વગત )

સરલ, મધુર, આવું રૂપ આવી પડ્યું આ,
પ્રથમ હતું સ્વીકાર્યું કે નહિ : તે વિચારૂં;
ભ્રમરસમ પ્રભાતે કુન્દ ઓસેભરેલું,
શકું નહિ જ હું માણી : છાંડી યે ના શકંતો. ૧૯

**પ્રતી૦**–વાહ ! વાહ ! કેવો ધરમબુદ્ધિવાળો છે મ્હારો ધણી ? નહિ તો, લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે વળી, મોઢું ધોવા કોણ જાય ? આવું રૂપ સ્હામું ચાલીને આવતું હોય ત્યારે વળી વિચાર સરખો યે કોણ કરે ?

**શા૦**–શા વિચારમાં પડી ગયા, રાજન્ !

**રાજા**–સંભારી સંભારીને યાદ કરું છું, તો ય આને હું કદિ પરણ્યો હોઉં તેવું નથી સાંભરતું. ત્યારે તપોધનો ! આપ જ કહોને ! આ સીમન્તિનીનો ક્ષેત્રી ગણાવાને તેનો અંગીકાર કેમ કરું ?

**શકુ૦**–આર્યને તો પરણ્યાનું ય નથી સાંભરતું ! હાય રે ! હવે મ્હારી ઉંચેરી અભિલાષાઓનું શું થશે ?

**શા૦**–ન સ્વીકારતા : પણ સંભાળજો ભૂપતિ !

સુતા હરી ત્હેં બલથી ય તો યે,
હેતે ત્હને સંમતિ આપી જેણે;
ત્હેં ચોર્યું, તો યે દઇ, પાત્ર કીધો
તેવા મુનિનું અપમાન થાયે ! ૨૦

**શાર૦**—બહુ થયું, શાર્ઙ્ગરવ ! હવે; ( શકુન્તલાને ) શકુન્તલા ! અમ્હે તો કહેવાનું હતું તે કહી દીધું. ને મહારાજનો જવાબ પણ ત્હેં સાંભળ્યો. ત્હારી પાસે કંઈ સાબીતી હોય તો આપ.

**શકુ૦**—( બાજુ ફરીને ) સ્નેહ છેક આ દશાએ પહોંચ્યો, ત્યાં સાબીતી આપીને ય શું કરું ? જેવાં મ્હારાં નશીબ ! મ્હારે તો હવે તેના પર જ રડવાનું રહ્યું ! ( પ્રગટ ) આર્યપુત્ર–( સ્વગત ) પણ પરણવાની જ જ્યાં શંકા છે, ત્યાં આવા સંબોધનો શાં ?

( પ્રકાશ )

પૌરવ ! પહેલાં મ્હને–જનમભોળીને–આશ્રમમાં કૈં કૈં વચનો દઇને–કૈં કૈં સંકેતો કરીને–ભોળવી. ને હવે–હવે મ્હને આવાં આવાં વચને નકારો–એ તો ત્હમને જ શોભે !

**રાજા**—( કાનમાં આંગળીઓ ખોસીને )

**शान्तं पापम् । शान्तं पापम् ॥ !**

કલંક આજે કયમ આપતી ત્હું,
મ્હને અને આ પુરુવંશને યે;
તોડંતી સિન્ધુ નિજ તીર, જેમ
પાડી તરૂઃ નિર્મળ અમ્બ ડો'ળે ! ૨૧

**શકુ૦**—વારૂ, પણ; જો સાચ્ચે જ ત્હમને શંકા રહેતી હોય–સાચ્ચે જ મ્હને પરસ્ત્રી માનીને આમ કરતા હો–તો લો, આ રહી ત્હમારી વીંટી. ત્હમારું સંભારણું જ ત્હમારી શંકા ફેડશે.

**રાજા**—હા. એ મઝાનું. લાવો જોઉં ?

**શકુ૦**—( આંગળીમાં વીંટી ન જોવાથી ) માડી રે ! કયાં ગઇ મ્હારી વીંટી ?

( ખેદભર્યાં નેત્રે ગૌતમી સ્હામું જુએ છે )

**ગૌ૦**–હાય રે ! ક્યાં ગઇ, બા ? ઇન્દ્રને ઓવારે, શચીતીર્થમાં સ્નાન કરતાં તો નહિ પડી ગઈ હોય ને ?

**રાજા**–( હસીને ) સ્ત્રીચરિત્ર આનું જ નામ. કેવું તરત તરત સૂઝતું આવે છે ?

**શકુ૦**–અહીં તો મ્હારાં દુર્ભાગ્યે પોતાનું પોત પ્રકાશ્યું. બીજી રીતે સ્મરણ કરાવું.

**રાજા**–થાવા દો. હું તો સાંભળવા જ બેઠો છું ને !

**શકુ૦**–સાંભરે છે ? એક દિ' ત્હમે નવમાલિકાના માંડવા તળે બેઠા'તા ને કમળપત્રના પડીઆમાં ત્હમારા હાથમાં પાણી હતું ...

**રાજા**–હં સાંભળ્યું, પછી...

**શ૦**–પછી, ત્યાં મ્હારા પુત્ર જેવો દીર્ઘાપાંગ નામનો મૃગબાલ આવી ચ્હડ્યો; તેનાપર ત્હમારું હેત ઉભરાઇ ગયું; ને તેથી, ત્હમારી પહેલાં તેને પાણી પીવાડવા ત્હમે તેને બોલાવવા લાગ્યા–પટાવવા લાગ્યા: પણ ત્હમે અજાણ્યા હોવાથી એ આવ્યો નહિ....અને એ જ પાણી જ્યારે મ્હેં પીવાડ્યું, ત્યારે તે તરત પી ગયો: સાંભરે છે ? ત્યારે ત્હમે હસ્યા'તા તે ? ત્હમે કહ્યું'તું કે:

' સહુ પોતપોતાનાંનો જ વિશ્વાસ કરે ! બન્ને જંગલી તો ખરાં ને ! '

**રાજા**–સ્વાર્થીસ્ત્રીઓની આવી મીઠ્ઠી મધ જેવી વાણીથી તો વિષયીજનો છેતરાય...

**ગૌતમી**–આ શબ્દો આપનાં મ્હોઢામાં શોભે, મહાભાગ ? એ તપોવનમાં ઉછરેલી છે: તેને દંભ કે લુચ્ચાઇ ન આવડે:

**રાજા**–વૃદ્ધ તપસ્વિની !

સ્ત્રીજાતિ તો કપટ જન્મથી પ્રાણિમાત્રે
જાણુંત, તો કયમ ન બુદ્ધિમતી પ્રમાણે?
જાવા ઉડી ગગનમાં નિજ શાવકોને
પોષાવતી પરભૃતો ખગ અન્ય પાસે. ૨૨

શ૦–(ક્રોધથી) અનાર્ય! ત્હારી દૃષ્ટિ જેવી જ આખ્ખી સૃષ્ટિને ભાળ છ? જગતમાં અત્યારે ધર્મીવતાર મનાતો અને તૃણઆચ્છાદ્યા કુવા જેવો, ત્હારા જેવો બીજો કોઇ નરવીર (!) દીવો લઈને શોધતાં યે નહિ મળે!

રાજા–(સ્વગત) મ્હારી બુદ્ધિને ય સંશયમાં નાખતો આનો કોપ સહજ જ લાગે છે. તેમજ:—

વિસ્મૃતિથી મનની દારુણ વૃત્તિવાળા,
એકાન્તના પ્રણયને ન કબૂલનારા,
મ્હારીભણી જ રીસથી સ્મરચાપ તોડયું,
રક્તાક્ષીએ કુટિલ ભંગથી ભ્રૂકુટિના? ૨૩

(પ્રગટ)

પણ, કલ્યાણી! દુષ્યન્તનું ચરિત્ર તો સુપ્રસિદ્ધ જ છે: પણ તેમાં આ થયું હોય તેમ સાંભરતું નથી!

શ૦–વારુ ત્યારે; ભલે હું પુરુવંશને વિશ્વાસે રહી ને 'મુખમેં રામ ને બગલમેં છૂરી' વાળાના હાથમાં જઇ પડી: ત્યારે જ મ્હારે આમ રઝળવાનો વખત આવ્યો ને?

શા૦–હાથનાં કર્યાં તો હૈયે જ વાગે, બ્હેન! અવિચાર તો આમ જ બાળે:

તપાસી કરવી તેથી, વિશેષે, ગુપ્ત સંગતિ;
અજાણ્યાં હૃદયોકેરી મૈત્રી વૈર બની જતી. ૨૪

રાજા–અરે! પણ આ દેવીનાં જ વચનો પર વિશ્વાસ રાખીને અમ્હને નાહકનાં દોષયુક્ત વચનબાણે કાં વીંધો?

શા૦-( જોરથી ) બરાબર છે ! પણ આપે હજી પૂરૂં ક્યાં સાંભળ્યું છે ?

જે જન્મથી શાઠ્ય ન લેશ જાણે,
તેનાં ગણાયે વચનો અસત્ય;
વિદ્યા ભણ્યા છેતરપીંડીની જે,
ભલે થતા તે જન સત્યવાદી. ૨૫

રાજા-સત્યવાદી તો સાચ્ચા છો ને શું ? ત્હમે કહ્યું તે બધું તો જાણે સ્હમજ્યો: પણ કહેશો જરા કે આને છેતરીને મ્હને મળવાનું હતું શું ?

શા૦-વિનિપાત...

રાજા-વિનિપાત ? કોણ કહેશે કે પૌરવો પોતે જ પોતાના વિનિપાતને નોતરે છે ?

શારદ્વ૦-બહુ થયું, શાર્ઙ્ગરવ ! હવે: આની સાથે વાદવિવાદ કર્યે શું મળશે ? ગુરુજીએ કહાવ્યું હતું તે કહી દીધું. ચાલો હવે આપણે જઈએ. ( રાજાને )

લો ત્યારે, ત્હમ આ પત્ની, તજી દો કે સ્વીકારી લો;
સ્વામીની સર્વથા છે જ પત્નીશું પ્રભુતા ખરે. ૨૬

ગૌતમી ! ચાલો, આપણે જઈએ હવે...

( જાય છે. )

શ૦-અરે ! પણ આ લુચ્ચાએ તો મ્હને ઠગી: હવે ત્હમે ય તજીને ચાલ્યા જાઓ છો ? ( કહીને પાછળ જાય છે. )

ગૌતમી-શાર્ઙ્ગરવ ! બેટા ! જોને ! આ બીચારી શકુન્તલા આપણી પાછળ રડતી રડતી ચાલી આવે છે. રે ! રે ! કઠણ કાળજાવાળા ભરથારે તરછોડી પછી બીચારી શું કરે ?

શાર્ઙ્ગ૦–( રોષપૂર્વક પાછો ફરીને ) અલી એય ઉદ્ધત ! કંઇ બહુ સ્વતંત્રતા લેતી જણાય છે ?

( શકુન્તલા બ્હીતી બ્હીતી થરથરે છે. )

શાર્ઙ્ગ૦–શકુન્તલા !

નૃપ કહે ત્યમ ભ્રષ્ટ ત્હું હોય જો,
કુલકલંક પિતા કયમ સંઘરે ?
વિમળ જો વ્રત ત્હારું ત્હું જાણુ તો,
પતિકુલે થવું દાસી ય યોગ્ય છે. ૨૭

માટે અંહી જ રહે ને અમ્હને જાવા દે.

રાજા–પણ તપસ્વી ! આ બાપડીને નાહકની છેતરો છો શાને ?

કુમુદોને જ સુધાંશુ, સવિતા પંકજને જ માત્ર ખીલવે;
પરનારીમાં વૃત્તિ ઉદાસીન રહે સદા સંયમીની. ૨૮

શાર્ઙ્ગ૦–બીજાઓ પડખે ચ્હડયા એટલે આગલો વૃત્તાન્તે ય ભૂલી ગયાઃ પછી વળી ત્હમને ધર્મઃ નેઃ અધર્મઃ ને એ બધું શું ?

રાજા–( પુરોહિતને ) દેવ ! આમાં તો મ્હારી મતિ મૂઝાય છેઃ આપ જ કહો કેઃ—

‘ભૂલ્યો હું’ કે ‘વદે ખોટું બાઈ આ’ એહ સંશયે;
થાઉં શું ? દારત્યાગી કે પરસ્ત્રીસ્પર્શદૂષિત ? ૨૯

પુરો૦ ( વિચાર કરીને ) ત્યારે આમ જ કરો તો ?

રાજા–શું કરું ? ફરમાવો આપ...

પુરો૦–આ બાઇ પ્રસવ થતાં સુધી ભલે મ્હારે ત્યાં જ રહે...કેમ જે, એમને ચક્રવર્ત્તી પુત્ર જન્મશે એ તો ઋષિઓએ અગાઉથી જ કહી દીધું છે ને ? તો પછી મુનિનો એ દૌહિત્ર ચક્રવર્ત્તી લક્ષણોવાળો હોય તો આને અભિનન્દન આપીને

અન્તઃપુરમાં લાવવી: નહિ તો એના પિતાને ત્યાં પાછી મોકલી આપવી:

**રાજા**–ત્યારે જેવી આપની ઇચ્છા:

**પુરો૦**–ત્યારે ચાલ, બેટા! ચાલી આવ મ્હારી પાછળ:

**શકુ૦**–ધરતીમા! મ્હને મારગ દેને! માડી!

(શાપથી સ્મૃતિવિમૂઢ બનેલો રાજા શકુન્તલા વિશે જ વિચારો કર્યા કરે છે.)

(નેપથ્યમાં)

આશ્ચર્ય! આશ્ચર્ય!

**રાજા**–(સાંભળીને) આશ્ચર્ય શાનું હશે, વળી?

(પ્રવેશ કરીને)

**પુરો૦**–(સવિસ્મય) મહારાજ! આ તો કોઇ અદ્‌ભુત ચમત્કાર બની ગયો!

**રાજા**–ચમત્કાર? એ શું વળી?

**પુરો૦**–પેલા કણ્વશિષ્યો જ્યારે પાછા વળ્યા'ને, ત્યારે

એ દુર્ભાગ્ય આત્મનું નિન્દી, નિન્દી,
રોવા લાગી, હાથ ઉછાળી બાલા...

**રાજા**–પછી?

**પુરો૦**–ત્યાં સ્ત્રીરૂપે અપ્સરાતીર્થ પાસે
એને કોઇ જ્યોતિ ઉપાડી ચાલ્યું:

(સર્વે વિસ્મય નિરૂપે છે.)

**રાજા**–પણ, ભગવન્! આપણે તો એનો પ્હેલાંથી જ ત્યાગ કર્યો છે ને? હવે નાહકના તરંગો કર્યે શું વળશે? એનું ગમે તે થાય: આપ હવે નિરાંતે વિશ્રાન્તિ લો:

**પુરો૦**–(વિલોકીને) અવિચળ તપો, રાજન્!

(એમ કહીને જાય છે.)

**રાજા**—વેત્રવતી ! હું તો અકળાયો હવેઃ ચાલ, શયનાલય તરફ઼ઃ

**પ્રતી૦**—પધારીયે, કૃપાનાથ ! આ તરફ઼ઃ

**રાજા**—

આજે નકારી અહ ! તે મુનિપુત્રી સાથે,
પૂર્વે કર્યો કદિય લગ્ન સ્મરે ન લેશ;
કિન્તુ, બળું બળું થઈ ઉર તીવ્રતાથી,
આપંત શું પ્રણયની મુજને પ્રતીતિ ! ૩૧

( સર્વે જાય છે. )

**: અંક પાંચમો સમાપ્ત :**

## અંક છઠ્ઠો

### —પ્રવેશક—

(કોટવાળ (રાજસાળો) અને એક પુરુષને બાંધીને બે રક્ષકો આવે છે.)

રક્ષકો–( માર મારતાં ) કહી દે જોઇએ, શાહુકાર ! આ રાજાજીના નામ વાળી, મણિજડી વીંટી કયાંથી કાઢી ?

પુરુષ–( બ્હીતો હોય તેમ ) પ–પણ...માબાપ ! જરાક તો મહેરબાની રાખો ! અમ્હે કંઇ તેવા છીએ ?

૨૦–ના રે ! ત્હને તો રૂડો રૂપાળો બ્રાહ્મણ જાણીને રાજાજીએ એ દાનમાં દઇ દીધી હશે !

પુ૦–સાંભળો જરાઃ હું તો એક માછી છુંઃ ને બન્દરના ઓવારા પાસે રહું છું...

૨૦–પણ ચોટ્ટા ! ત્હને ત્હારી જાત કોણ પૂછે છે ?

રાજસાળો–અલ્યા સૂચક ! પણ, એ કહેતો હોય એમ એને બધું કહેવા દેને ! એમ વચમાં વચમાં ન રોકઃ

બન્ને–જેવો આપસાહેબનો હુકમઃ બોલ અલ્યા !

પુ૦–માબાપ ! હું તો જાળઃ ગલઃ ને એવાં એવાં સાધનોથી માછલાં પકડું છું ને જેમ તેમ કરીને મ્હારા કુટુમ્બનો નિર્વાહ ચલાવું છું.

રાજ૦–અલ્યા ! ધંધો તો બહુ મઝાનો શોધ્યો, હો !

પુ૦– નિન્દે બીજા સહુ ભલે, પણ વંશ કેરું
જે કર્મ છે સહજ, તે તજવું કદિ નાઃ
જન્મે દયાળુ, મૃદુ શ્રોત્રિય હોય, તોયે,
દારૂણ કર્મ કરતો, પશુ મારી યજ્ઞે. ૧

રાજ૦-પણ અમ્હારે એ બધું નથી સાંભળવું: ત્હું ત્હારી વાત ચલાવને !

પુ૦-એક દિ' હું બેઠો બેઠો એક લાલ માછલીને વનારતો'તો, ત્યાં તેના પેટમાં કંઇક ઝબકારા મારતું મ્હેં દીઠું: બહાર કાઢીને જોઉં ત્યાં તો આ રતનજડી વીંટી ! અમ્હે ગરીબ માણસ એને શું કરીએ ? એટલે હું વેંચવા નીકળ્યો બજારમાં: તે બતાવતો'તો ત્યાં તો આપસાહેબે મ્હને પકડયો: બસ, આટલું આ વીંટી વિશે હું જાણું છું. હવે તો માબાપ ! મ્હને મારો કે જીવાડો:

રાજ૦-અલ્યા જાનુક ! લાગે છે તો તેમ જ: જોને ! આ ગંધાય છે ને આ ગોઝારો ય વળી માછી જ લાગે છે. એટલે, એ કહે છે તેમ કદાચ બન્યું યે હોય: પણ એની તપાસ તો કરવી જ જોઇએ. ચાલ, એને રાજમહેલે જ લઇ જઇએ.

રક્ષકો-ચાલ, એય ગઠીયા ! આમ આગળ થા:

(જવા લાગે છે.)

રાજ૦-અલ્યા સૂચક ! પણ ત્હમે બધા અંહી જ થોભો: હુશીઆર રહેજો હો ! હું ત્યાં રાજાજી પાસે જઈ આવું. આ વીંટી કેમ મળી તે તેમને જણાવીને તેમની આજ્ઞા લઇ આવું.

બન્ને-પધારો ત્યારે સાહેબ ! મેળવો રાજાજીની કૃપા.

(રાજસાળો જાય છે.)

પ્રથમ-અલ્યા જાનુક ! પણ ભાઇસાહેબને તો બહુ વાર થઇ ! હજી ય ન આવ્યા !

બીજો-અરે ભાઈ ! એ તો રાજનાં કામ રહ્યાં ! રાજાને મળવું એ તે કંઈ સહેલી વાત હશે ? એ તો તક મળે ત્યારે થાય !

પ્ર૦–અલ્યા પણ હવે તો મ્હારા હાથ બહુ જ ચળવળી રહ્યા છે હો ! ( પુરૂષને બતાવીને ) એમ થાય છે કે કયારે આને ફુલનો હાર પહેરાવી દઉં ! કયારે એના રાઈરાઇ જેવડા ટુકડા...

પુ૦–પ–પ–પણ...માબાપ ! મ્હારાં બૈરીછોકરાં રઝળશે. આમ સા'વ નાહકનો મારી નાખશો ? મ–મ–મ્હારો અપરાધ...

બીજો–અપરાધ બપરાધ તો ઠીક...પણ દેખ છ અમ્હારા સ્વામીને ? જો પે...એ...લા ચાલ્યા આવે. દેખ છ ? હાથમાં રાજાજીની આજ્ઞાનો કાગળ છે. હમણાં જ કાં તો ત્હને ગીધડાં ચૂંથી નાખશે...ને કાં તો કુતરાં ફાડી ખાશે.

રાજ૦–( પ્રવેશ કરીને ) અલ્યા ! છોડી મુકો એ માછીને. મા...આ...જો સાચ્ચાબોલો તો ખરો. વીટી મળ્યાની વાત તો બરાબર મળતી જ આવે છે.

સૂચક–જેવી ભાઇસાહેબની આજ્ઞા.

બીજો–અલ્યા ! આજ તો ત્હું જમને ઘેર જઇને પાછો આવ્યો.

( એમ કહીને પુરૂષને બન્ધનમુક્ત કરે છે. )

પુ૦–( રાજસાળાને પગે પડીને ) પણ ભાઇસા'બ ! હવે હું ખાઈશ શું ?

રાજ૦–રાજાજી તો આજે ત્હારા પર બહુ જ ખુશ થયા છે. વીંટીની કિંમત જેટલું ધન પણ ત્હને આપવાનું ફરમાવ્યું છે.

પુ૦–પા'ડ ત્હમારો, માબાપ !

સૂ૦–અલ્યા ! ફાંસીને માચડેથી ઉતારીને હાથીને હોદ્દે બેસાડી દીધો એનું જ નામ મહેરબાની.

જાનુક–સાહેબ ! મ્હને તો લાગે છે કે આ વીંટી રાજાજીને બહુ જ ગમતી હશે. નહિ તો આમ ઇનામ આપે નહિ.

રાજ૦–હા. વીંટી મનગમતી ખરી, પણ તેનાં બહુમૂલાં રત્નોને લીધે નહિ. ખબર છે ત્હમને ? મહારાજનો સ્વભાવ કેવો ગંભીર છે ? આ વીંટી જોતાં વેંત જ મહારાજની ગંભીરતા બધી ઓસરી પડી. ને તેના સ્હામું કયાં ય સૂધી ટગરટગર જોઇ રહ્યા. હું તો ધારૂં છું કે તેને લીધે મહારાજને પોતાનું કોઇ પ્રિયજન સાંભરી આવ્યું હશે ! નહિ તો વળી, માછીડાને તે સરપાવ હોય ?

સૂ૦–ત્યારે તો, આપની સેવા કાંઇ જેવી તેવી ન કહેવાય, સાહેબ !

જા૦–અરે ! સાચ્ચી સેવા તો આ માછીની કરી.

( એમ કહીને માછી તરફ ઇર્ષ્યાભરેલાં નેત્રે જોઇ રહે છે. )

પુ૦–લો, ત્યારે, ભટ્ટારક ! આમાંથી અર્ધું હું આપને આપું છું; ફૂલ નહિ તો ફૂલની પાંખડી યે માની લેજો, માબાપ !

જા૦–બરાબર છે, દોસ્ત ! ત્હું યે કદરદાન તો છે.

રાજ૦–અલ્યા ધીવર ! આજથી તો ત્હું આપણો જાને જિગર દોસ્ત થઇ ચુકયો ! ચાલ ત્યારે, દોસ્ત ! આપણે કલાલની દુકાને જઇએ ને કાદમ્બરીની સાક્ષીએ આપણી દોસ્તી ઉજવીએ.

( સહુ જાય છે. )

**—પ્રવેશક સમાપ્ત—**

(આકાશયાનમાં સાનુમતી નામક અપ્સરા પ્રવેશ કરે છે.)

**સાનુમતી**–(સ્વગત) સન્તોના સ્નાનસંધ્યાના સમયે અપ્સરાને ઓવારે રહેવાનો મ્હારો વારો મ્હેં પૂરો કર્યો: હવે પેલા રાજર્ષિના વર્ત્તમાન નજરે જોવા જઉં. મેનકાની પુત્રી એ તો મ્હારી યે પુત્રી: શકુન્તલા તો મ્હારું અંગજ: વળી મેનકાએ ય મ્હને તેના વિશે પૂર્વે જ કહી રાખ્યું છે એટલે જઉં તો ખરી !

(આસપાસ નિહાળીને)

અરે ! પણ આ શું ? આજે વસન્તોત્સવ છે છતા યે ઉત્સવના ઉલ્લાસ અંહી કેમ નથી જણાતા ? રાજકુલમાં ઉત્સવ સમારંભનાં ચિહ્નો કેમ નથી દેખાતાં ? આ સર્વ સૂનકાર કેમ ભાસતું હશે, ભલા ? મ્હારી સમાધિસિદ્ધિથી હું ભૂત, વર્તમાન અને ભવિષ્ય: ત્રણે ય કાળ જાણવા સમર્થ તો છું. પણ મ્હારે મ્હારી સખીની ઇચ્છાને માન આપવું જોઇએ ને ? વારુ ત્યારે, મ્હારી અદશ્યસિદ્ધિના બળે, આ માલણોની પાસે જ ઉભી રહું તો ? હં...એજ યોગ્ય છે; ત્યાં જ બધું જણાઇ આવશે. (ઉતરે છે અને ઉભે છે.) (ત્યાં આમ્રમંજરી જોતી જોતી એક માલણ પ્રવેશ કરે છે. તેની પાછળ બીજી માલણ આવે છે.)

**પહેલી**–રાતી, લીલી, પીળી, ત્હું છે આત્મશ્રી આ વસન્તની;
આમ્રમંજરી ! એ જોઇ, વધાવું ઋતુમંગલા ! ૧

**બીજી**–અલી પરભૃતિકે ! આમ એકલી એકલી શું કૂજે છે ?

**પહેલી**–આમ્રમંજરી ભાળીને કોયલડી રસોન્મત્ત ન થાય, મધુકરિકે ?

**બીજી**–(હર્ષથી તેની પાસે જઈને) તે, મધુમાસ શું બેસી ચૂક્યો ?

**પહેલી**–હાસ્તો વળી: હવે તો ત્હું યે ગૂંજ, મ્હાલ અને મદભરી ઉડ !

**બીજી**–પણ સખિ ! પેલા મ્હોર જોને ! એમ ને એમ એ નહિ ચૂંટાય; અંગુઠા પર ઉભી થઇશ ત્યારે જ એ તો ચૂંટાશે; ત્હારો ટેકો આપને, બ્હેન ! મ્હારે કામદેવને પૂજવા છે.

**પહેલી**–આપું, પણ અર્ચનનાં ફળનો અર્ધ ભાગ મ્હારો ...

**બીજી**–તે, એમાં વળી કહેવાનું યે હોય ? આપણું જીવન તો એક જ છે ને ? છોને શરીર જૂદાં રહ્યાં ! ( સખીનો ટેકો લઇને મંજરી ચૂંટે છે. ) અહો ! અંકુર તો હજી અણવિકસ્યાં જ છે ! છતાં યે ડાંખળીઓ કેવી મ્હેકે છે ? વાહ ! શી મીઠ્ઠી ફોરમ ? ( મંજરીની અંજલિ ભરીને )

આજે ત્હને, નૂતન મંજરી આમ્રની હો !
જેણે ધર્યું ધનુષ એ સ્મરને સમર્પું.
એનાં ત્હું પંચશરમાં બની સર્વશ્રેષ્ઠ,
લક્ષી જ પાન્થયુવતી સહુ વીંધી નાખ ! ૨

( એમ કહીને આમ્રમંજરી વડે વધાવે છે. ત્યાં કંચુકી ક્રોધપૂર્વક ધસી આવે છે. )

**કંચુકી**–અલી ! એ ય ભાનબળી ! આ શું માંડયું છે ? ખબર નથી કે મહારાજે વસન્તોત્સવ ઉજવવાની મના કરી છે ? ને છતાં ય, આ આમ્રમંજરી કેમ ચૂંટે છે ?

**બન્ને**–( ભયથી ) ક્ષમા કરો, આર્ય ! અમ્હે અજાણ્યાં હતા.

**કંચુકી**–તે, મહારાજની આજ્ઞા શું ત્હમે નથી સાંભળી ? એ રાજ્યાજ્ઞાને તો વસન્તનાં વૃક્ષો અને વનનાં પંખીઓએ ય વધાવી લીધી છેઃ જુઓઃ—

ફૂટી કયારની આમ્રમંજરી છતાં, આવ્યા પરાગો નથી,
ઊગ્યા અંકુર તો ય આ કુરવકો, ખીલ્યા હજી યે નથીઃ
વીતી શિશિર તો ય, કોકિલતણા કંઠો ય ખૂલ્યા નથીઃ
ધારૂં છું, શર અર્ધખેંચ્યું ભયથી પાછું જ ખેંચે સ્મર. ૩

**બન્ને**–પણ એમાં સન્દેહ શો ? રાજર્ષિનો પ્રભાવ તો મહાન્ છે જ ને ?

**પ્રથમ**–આર્ય ! રાજસાળા પેલા મિત્રાવસુ છે ને ? એમણે અમ્હને રાણીજીની સેવા માટે કેટલાક દિવસ પૂર્વે તેડાવ્યાં'તાં. આ પ્રમદવનને સંભાળવાનું કામ તો હમણા હમણાંમાં જ અમ્હને સોંપ્યું છે. અમ્હે તો નવાં સવાં જ કની ? એટલે આ વાતની ખબર અમ્હને કયાંથી હોય ?

**કંચુકી**–એમ છે ? તો જાઓ. હવે ફરીથી આમ ન કરતાં !

**બન્ને**–પણ આર્ય ! આ તો વિચિત્ર જ ભાસે છે. મહારાજે વસન્તોત્સવ ઉજવવાની મના કેમ કરી હશે, ભલા ? અમ્હને કહેવામાં હરકત ન હોય તો કહેશો, જરા ?

**સાનુ૦**–( સ્વગત ) કયો માનવી ઉત્સવપ્રિય ન હોય ? અને છતાં યે આ ઉત્સવ–વસન્તોત્સવ–ઉજવવાનો નિષેધ ? મહાન્ કારણ હશે !

**કંચુકી**–બધા એ તો જાણે છે. તો ત્હમને જ શા માટે ન કહું ? શકુન્તલાના તિરસ્કારની વાત ત્હમે હજી સુધી શું નથી સાંભળી ?

**બન્ને**–સાંભળી છે. રાજસાળાને મુખેથી વીંટી મળ્યા સુધીની વાત.

**કંચુકી**–ત્યારે તો હવે થોડું જ કહેવાનું છે. દેવશ્રીએ પેલી વીંટી જોઇ કની, ત્યારે તરત જ એમને શકુન્તલા સાથે લગ્ન કર્યાનું સાંભર્યુ. તેમને નિશ્ચય પણ થયો કે તેને નકારી તે ય મોહથી જ...હા...ત્યારથી જ, તે જ ક્ષણથી મહારાજ પશ્ચાત્તાપમાં પડી ગયા છે. અને તે ય કયાં સુધી ?

ખીજે રમ્યથી, પૂર્વ જેમ નિત ના મંત્રીજનોને મળે,
શય્યામાં વલખી, અનિદ્ર નયને વીતાવતા રાત્રી એ;
રાણી સાથ વિવેક કાજ કરવી વાતો પડે જો કદિ,
નામો ભૂલી જતાં, વિમૂઢ બનતા, લજ્જાથી કયાં યે લગી. ૪

**સાનુ૦**–( સ્વગત ) વાહ ! વાહ ! એ તો મ્હને ગમ્યું !

**કંચુકી**–ને મહારાજના આમાંથી થયેલા અણગમાને લીધે જ ઉત્સવો ઉજવવાની મના કરવામાં આવી છે.

**બન્ને**–યોગ્ય છે.

(નેપથ્યમાં)–પધારીયે, મહારાજ ! પધારીયે, કૃપાનાથ !

**કંચુકી**–( કાન દઇને સાંભળે છે. ) અરે ! મહારાજ પધારતા લાગે છે ! જાઓ ઝટ, સહુ સહુને કામે લાગી જાઓ !

**બન્ને૦**–જેવી આજ્ઞા: ( માલણો જાય છે. )

( ત્યાં રાજા, વિદૂષક અને પ્રતીહારી પ્રવેશ કરે છે: રાજાએ પશ્ચાત્તાપને યોગ્ય વેશ પહેર્યો હોય છે. )

**કંચુકી**–અહો ! વિશિષ્ટ આકૃતિઓ ગમે તે દશામા પણ રમણીય જ લાગે છે ! વિહ્વળ તો ય મહારાજ કેવા નયન-મધુરા લાગે છે ?

બીજાં ભૂષણ છોડી, વામ કરમાં સોનાકડું ધારતા,
નિઃશ્વાસે સુરખી બધી અધરની ઝાંખી પડી દીસતી;
ચિન્તાજાગરણોથી રક્ત નયનો, તો યે સ્વદીપ્તિ થકી,
ઓપે ક્ષીણ થયા મહામણિ સમા, તેજે પ્રકાશે અતિ: ૫

**સાનુ૦**–( રાજાને જોઇને ) શકુન્તલાને આણે નકારી–તરછોડી–તો ય આને કાજે તે વલખે છે તે યોગ્ય જ છે.

**રાજા**– ( ધીમે ધીમે વિચાર કરતો કરતો આવે છે. )

જ્યારે જગાડયું મુજ વ્હાલી મૃગાક્ષીએ એ,
સૂતેલ આ હૃદય જાગૃત ના થયું જ;

હાવાં, પીડા જ સહવા પરિતાપ કેરી,
દુર્ભાગી એ હૃદય જાગ્યું તજી સુષુપ્તિ ! ૬

**સાનુ૦**–ભાગ્ય બીચારીનાં !

**વિ૦**–( આકું જોઈને ) આ તો ફરીથી શકુન્તલાવ્યાધિમાં પડ્યા ! કોણ જાણે હવે કેમે ય તે સારા થશે !

**કં૦**–દેવનો જય હો ! મહારાજ ! પ્રમદવન આખ્ખું યે જોઈ આવ્યો. ગમે તે વિહારવાટિકામાં બીરાજીયે !

**રાજા**–( પ્રતી૦ ને ) વેત્રવતી ! ઉજાગરા ઘણા થયા છે: એટલે આજે હું ધર્માસન પર નહિ બેસી શકું. અમાત્ય પિશુનને મ્હારી વતી કહે કે પૌરકાર્ય જે જે તપાસી લીધું હોય તે કાગળ પર લખીને મ્હને મોકલે:

**પ્રતી૦**–જેવી સ્વામીની આજ્ઞા: ( જાય છે. )

**રાજા**–( કંચુ૦ ને ) ને વાતાયન ! ત્હું યે હવે ત્હારે કામે લાગી જા:

**કું૦**–જેવી મહારાજની આજ્ઞા: ( જાય છે. )

**વિ૦**–સારું થયું, મહારાજ ! આ બધી લપને આપે ઠીક વિદાય કરી: હવે પ્રમદવનના આ રમણીય ભાગમાં વિહરશો ? જુઓને, મહારાજ ! નથી અંહી તડકો કે નથી ટાઢ ! કેવી સરસ ભૂમિ છે ?

**રાજા**–વયસ્ય ! સાચ્ચેજ, દુ:ખો શું આ રીતે એકી સાથે જ આવતાં હશે ? જો તો ખરો—

વિસરી પૂર્વ ગયો હું શકુન્તલા,
તિમિર એ ઉરથી સરી જ્યાં ગયું;
હૃદયભેદક ત્યાં કુસુમાયુધે,
શર ધર્યું ધનુષે વળી આમ્રનું ! ૭

વિ૦–થોભો ત્યારેઃ આ લાલીયો ઘોડો જાયો ? ભાર શો છે એ કામદેવની વ્યાધિનો ? હમણાં જ એનો નાશ કરી નાખું, મહારાજ !

( એમ કહીને લાકડી વડે આંબાના મ્હોર પાડી નાખવા જાય છે. )

રાજા–( સસ્મિત ) બહુ થયું હવે ! ત્હારું બ્રહ્મતેજ જોઇ લીધું:... પણ, હવે સખા ! ચાલને આપણે ક્યાંક બેસીએઃ મ્હારી પ્રિયતમાને કંઇક અંશે મળતી આવતી લતાઓને જોઇને મ્હારી આંખ્યો ઠારું: કહે જોઉં, ક્યાં બેસીશું ?

વિ૦–' ક્યાં બેસીશું ' શું ? પેલી ચતુરિકાને આપે ક્યાં નથી ફરમાવ્યું કે ' હું અત્યારે માધવીમંડપમાં બેઠો હઇશ. ' આપે ચીતરેલી પેલી, શકુન્તલાની છબી યે ત્યાં જ લાવવાનું કહ્યું છે ને ? ભૂલી ગયા કે શું ? મહારાજ !

રાજા–હં...સાંભર્યું હવેઃ ચાલ ત્યારે ત્યાં જ જઇએઃ હૃદયની સાચ્ચી વિશ્રાન્તિ તો એ જ છે ! થા આગળ.

વિ૦–પધારીયે આ રસ્તે, મહારાજ !

( બન્ને જાય છે. સાનુ૦ યે પાછળ જાય છે. )

વાહ ! વાહ ! આ માધવીમંડપ તો જાણે આપણું સ્વાગત કરતો ન હોય ? જુઓ તો ખરા, મહારાજ ! કેવો એને શણગાર્યો છે ? આરસનાં તો આસનઃ જ્યાં જુઓ ત્યાં ફૂલોના મઘમઘતા ગુચ્છાઓઃ વાહ ! શી એની શોભા ? અંદર પધારીયે, મહારાજ ! બીરાજીયે !

( બન્ને અંદર જઈને બેસે છે. )

સાનુ૦–( સ્વગત ) ત્યારે હું યે આ લતાની ઓથે જ રહીને મ્હારી સખીની છબીને નિહાળીશ. પછી તેને તેના પતિનો અનેકવિધ અનુરાગ નિવેદીશ.

( એમ કહીને સંતાય છે. )

**રાજા**–હા...સ્મરે છેઃ હવે સ્મરે છે, સખા ! મ્હારી શકુન્તલાનો બધો યે પૂર્વવૃત્તાન્તઃ ને એ મ્હેં ત્હને કહ્યો ય હતોઃ હા ! જ્યારે મ્હેં એને તરછોડી–જ્યારે મ્હેં એને જાકારો દીધો, ત્યારે માઢવ્ય ! ત્હું મ્હારી પાસે નહોતો : ને, એની પ્હેલાં યે ત્હેં કદિ એનું નામ સરખું યે મ્હારી પાસે લીધું ન હતુંઃ તે, શું ત્હું ય તેને વિસરી ગયો હતો ?

**વિ૦**–હું તે વિસરું કદિ ? પણ બધું કહી દીધા પછી આપે નહોતું કહ્યું, કે 'જોજે, હો ! આ તો હું સ્હેજ હસું છું. રખે સાચ્ચું માની બેસતો !' ને મ્હારી બુદ્ધિ રહી ભેંસના ભાઈ જેવીઃ એટલે આપે કહ્યું 'હું હસું છું': તો હું માની બેઠો સાચ્ચું. પણ, જવા દોને, મહારાજ ! લખ્યા લેખ તે કોણ ફેરવી શકે ?

**સાનુ૦**–( સ્વગત ) એમ જ, બરાબર છે.

**રાજા**–( વિષાદપૂર્વક ) હં–હં–સખા ! મ્હને નહિ બચાવ ? નહિ ઉગાર ?

**વિ૦**–અરે ! પણ આ શું ? ત્હમને આ શોભે ? શોક તો અજ્ઞાને થાયઃ પણ સત્પુરુષો તો તે કળાવા યે ન દેઃ વાવાઝોડામાં તો ઝાડવાં ડોલે, મહારાજ ! પર્વતો નહિઃ

**રાજા**–પણ શું કરું, મિત્ર ! મ્હારા તિરસ્કારથી પીડાતી મ્હારી પ્રિયાની યે મ્હારા જેવી જ દશા હશે. માઢવ્ય ! સખા ! જ્યારે જ્યારે તે મ્હને સાંભરે છે, ત્યારે ત્યારે મ્હને આમ જ થઇ જાય છે ! રે ! રે ! મ્હારું કોણ ? ક્યાં જઇને મ્હારા હૃદયની વેદનાઓ ઠાલવું ? જ્યારે એ...

નકારી મ્હેં ત્યારે સ્વજનસહ જવા ગઈ, અરે !
'ઉભી ર્‌હે' બોલ્યો ત્યાં રીસથી ગુરુશો શિષ્ય ગુરુનો;
અરે ! ત્યારે દૃષ્ટિ મુજ ક્રૂરશું બાષ્પે નિતરતી
સખા ! જે ફેંકી તે, વિષમય શરોશી હજી દહે ! ૮

**સાનુ૦**–( સ્વગત ) અહો ! આટલી બધી સ્વાર્થીવૃત્તિ ? સાચ્ચે જ, એનો સન્તાપ એ જ મ્હારો સન્તોષ !

**વિ૦**–હં...પણ, મ્હને એક સંશય ક્યારનો ય થયા કરે છે: તેને કોઈ આકાશચારી સત્વ લઈ ગયું હશે તો ?

**રાજા**–અરે ! પતિવ્રતાને અડી યે કોણ શકે ? પણ, સાંભળ્યા પ્રમાણે, મેનકા એની જનની થાયને, એટલે હું તો ધારું છું કે તેની જ કોઈ સહચરી તેને લઇ ગઇ હશે !

**સાનુ૦**–( સ્વગત ) એ જાગૃતિ–એ જ્ઞાન તો સ્વાભાવિક છે: તેમાં આશ્ચર્ય શાનું ? આશ્ચર્ય તો એટલું જ કે સમ્મોહથી પૂર્વે ભુલી ગયા.

**વિ૦**–ત્યારે તો આપને તેનો સમાગમ, વખત વીતતાં, જરૂર થશે.

**રાજા**–કેમ વારૂ ?

**વિ૦**–પોતાની પુત્રી પતિવિયોગનાં દુઃખે ઝુરતી હોય તે માત-પિતાથી કેમ જોવાય ?

**રાજા**–વયસ્ય !

એ સ્વપ્ન કે વિભ્રમ કે શું માયા ?
કે પૂર્વનાં પુણ્ય બધાં ય ખૂટ્યાં ?
ગયું ! હવે પાછું કદિ ન આવે :
મનોરથો તીરપ્રપાત જેવા ! ૯

**વિ૦**–એમ નહિ, મહારાજ ! આપની આ વીંટી જ જુઓને ! તે યે ગઇ જ હતીને ? એ તો જે થવાનું હોય છે તે થયા વિના રહેતું જ નથી: દેખીતું છોને અશક્ય લાગે !

**રાજા**–( મુદ્રિકા સ્હામું જોઇને ) અરેરે ! બીચારી વીંટી ! દુર્લભ સ્થાન પામી તો ય ત્યાંથી ચ્યુત થયેલી બાપડી !

હે અંગુલીય ! અતિ અલ્પ ફળેથી નિશ્ચે !
ત્હારું ય પુણ્ય મુજશું દીસતું જ સ્વલ્પ;
પામી અરૂણસમ લાલ નખે સુહન્તી
એ અંગુલિ રુડી છતાં, ચ્યુતિ પામી ત્યાંથી ! ૧૦

**સાનુ૦**–( સ્વગત ) બાપડી શાની ? પારકાના હાથમાં જઇ પડી હોત તો બાપડી કહેવાત !

**વિ૦**–હેં...પણ આ વીંટી તેમને પહેરાવતાં આપે પ્રસંગ કયો શોધેલો ?

**સાનુ૦**–( સ્વગત ) મ્હારી અને તેની જીજ્ઞાસા સરખા જ છે ને શું ?

**રાજા**–સાંભળ ત્યારે: હું જ્યારે અંહી આવવા તૈયાર થયો ને, ત્યારે મ્હારી પ્રિયતમાએ મ્હને ગળગળી થઈને પૂછ્યું, 'આર્યપુત્ર ! મ્હને આપના સમાચાર ક્યારે મોકલાવશો ?'

**વિ૦**–પછી ? પછી આપે શું કહ્યું ?

**રાજા**–પછી મ્હારી વીંટી મ્હેં તેને પહેરાવતાં કહ્યું કે:—

અક્કેક વર્ણ દિવસે દિવસે ગણંતાં,
નામાક્ષરો સકળ જ્યાં ગણી ત્હું રહીશ;
આવ્યા હશે મુજ જનો તુજ પાસ, ત્યાં તો
અન્તઃપુરે લઇ જવા તુજને, પ્રિયા હો ! ૧૧

પણ હા ! હું કેવો ક્રૂર ? કેવો દારૂણ ? મોહમૂઢ થઈ ને મ્હેં તેમ ન કર્યું ! મ્હેં મ્હારા જ શબ્દો ખોટા પાડયા !

**સાનુ૦**–( સ્વગત ) વાહ ! કેવો રમણીય અવધિ ! પણ વિધિએ એ નિષ્ફળ કર્યો !

**વિ૦**–તે, વળી પાછી, એ પેલા માછીના લાલ મત્સ્યના પેટમાં શી રીતે જઇ પડી ?

**રાજા**–શચીતીર્થે એ સ્નાન કરવા ગઇ'તી ને, ત્યારે તેના હાથમાંથી ગંગાજળમાં પડી ગઇ.

**વિ૦**–બરાબર : સ્હમજ્યો હવે.

**સાનુ૦**–( સ્વગત )...હં...સ્હમજી : ત્યારે જ આ અધર્મભીરુ રાજાને શકુન્તલા સાથે પરણ્યાની શંકા થઇ હતી. નહિ તો વળી, આવો પ્રેમ તે કદિ અભિજ્ઞાનની અપેક્ષા રાખે ?

**રાજા**–ત્યારે આ વીંટીને જ ઠપકો દઉં...

**વિ૦**–( સ્વગત ) વાજું બગડતું લાગે છે. મહારાજ ગાંડા થતા લાગે છે.

**રાજા**–પડી જળે શે કર ચારુ કેરી, એ
નજી અરે ! સુન્દર કોમલાંગુલિ ?
ના, ના, એમ તો નહિ જ...
ખરે ! ન હોયે જડમાં ગુણજ્ઞતા !
પરંતુ મ્હેં યે તરછોડી શે પ્રિયા ? ૧૨

**વિ૦**–( સ્વગત ) કોણ જાણે અહીંથી મ્હારો ક્યારે ય છૂટકારો થશે ? ભૂખ શું મ્હને અહીં ને અહીં જ ખાઇ જશે ?

**રાજા**–પ્રિયે ! મ્હેં ત્હારો અકારણ ત્યાગ કર્યો ! હવે–હવે તેનો પશ્ચાત્તાપ હૃદયને બાળી નાખે છે. પ્રિયતમે ! જરાક તો દયા લાવ ! આ દુઃખીયાને હવે તો ત્હારાં દર્શન દે !

( પડદાની એક તરફથી ચિત્રપાટી હાથમાં લઇને દાખલ થતાં )

**ચતુરિકા**–રાણીજીની આ છબી ! ( એમ કહીને છબી બતાવે છે.)

**વિ૦**–વાહ ! મિત્ર ! વાહ ! ભાવદર્શન કેટલું સુન્દર છે ? રમણીય આકૃતિઓથી તે કેવું ખીલી ઉઠયું છે ? જૂદાં જૂદાં અંગો એવાં તો ઉંચા નીચાં ને એવાં તો સરસ ચીતર્યા છે કે એક જોઉં ત્યાં બીજું ભૂલું ! મ્હારી તો દૃષ્ટિ યે સ્થિર નથી રહેતી !

**સાનુ૦**–(સ્વગત) વાહ ! વાહ ! શી રાજર્ષિની નિપુણતા ! મ્હારી સખી જાણે મ્હારી સમીપ જ ન હોય !

**રાજા**–જે જે ભૂલો દીસે ચિત્રે, તે તે સર્વે સુધારું હું;
તો યે પૂર્ણ રીતે એનું લાવણ્ય ઉતરે નહિ ! ૧૩

**સાનુ૦**–(સ્વગત) પશ્ચાત્તાપથી તીવ્ર થતી સ્નેહવેદનાને અને નિરભિમાનને આ વાણી યોગ્ય જ છે.

**વિ૦**–એ બધું તો ઠીક, પણ આમાં ત્રણ આકૃતિઓ દેખાય છે. ત્રણે રમણીય છે. તો આમાં શકુન્તલા કઇ ?

**સાનુ૦**–(સ્વગત) આ મુવો તો છતી આંખે ય આંધળો જ લાગે છે ! આવાં રૂપને ય નથી ઓળખી શકતો ?

**રાજા**–તું કઇ ધારે છે ?

**વિ૦**–આ વીખરી પડેલી વેણીવાળી, મોઢા પર પરસેવાનાં ટીપાંવાળી, સરી પડેલા હાથવાળી, પેલા, તરતમાં જ સીંચ્યા લાગતા, નવ પલ્લવવાળા આમ્રવૃક્ષની ઓથે ઉભેલી ને કંઇક થાકેલી જણાતી આ આપની શકુન્તલા અને બીજી બે તેની સખીઓ. ખરું ?

**રાજા**–વાહ ! વાહ ! ત્હું યે નિપુણ તો છે જ. જોને, અહીં મ્હારા તેના પરના ભાવનું ચિહ્ન ય સ્પષ્ટ દેખાય છે !

અંગુલિસ્વેદનો ડાઘ ચિત્રની આ કિનારીએ;
ને કપોલે દીસે રંગ આંસુથી ઉપસેલ તે. ૧૪

પણ ચતુરિકા ! આ ચિત્ર હજી અધુરૂં જ છે. જા જોઉં, પીંછી લઈ આવ. તેને પુરૂં કરું.

**ચતુ૦**–આર્ય માઢવ્ય ! હું આવું ત્યાં સૂધી આ ચિત્રને જરા ઝાલી રાખશો ?

**રાજા**–અરે ! લાવને, હું જ ઝાલી રાખું ! (રાજા ઝાલી રાખે છે.)

(ચતુ૦ જાય છે.)

રાજા–સાક્ષાત્ પ્રિયા સમીપ આવી, નકારી ત્યારે,
હાવાં ચહું પ્રણયથી છબીને ય તેની;
માર્ગે નદી જળભરી મળી, છોડી તેને,
જાણે સખા ! મૃગજળે મુજ પ્રેમ રોકું ! ૧૫

વિ૦–( સ્વગત ) સાચ્ચે જ, આ ભાઇશ્રી હવે નદી ઉતરીને, મૃગજળમાં પડયા લાગે છે ! ( પ્રગટ ) પણ મહારાજ ! હવે ચિત્રમાં બીજું શું શું ચીતરવાનું છે ?

સાનુ૦–( સ્વગત ) મ્હારી સખીને મનગમતો પ્રદેશ ચીતરવાનો હશે !

રાજા–સાંભળ:—
કાઢી જ્યાં કંઈ હંસયુગ્મ પુલિને ખેલન્ત એ માલિની,
ચોપાસે હરિણોભરી હિમગિરિકેરી રુડી ટેકરી;
ને શાખા પર વલ્કલો લટકતાં એવું તરૂ કાઢવું,
નીચે નેણલું વામ કૃષ્ણમૃગનાં શૃંગે ઘસંતી મૃગી ! ૧૬

વિ૦–( સ્વગત ) હું તો ધારૂં છું કે, આખ્ખી યે ચિત્રપાટીને એ લાંબી લાંબી દાઢીવાળા તાપસોનાં ટોળાંથી જ ભરી કાઢશે !

રાજા–ને વયસ્ય ! હજી એક બીજું યે રહી જાય છે. શકુ-ન્તલાને મનગમતાં આભુષણો યે હજી કયાં પહેરાવ્યાં છે ?

વિ૦–તે, એ શું વળી ?

સાનુ૦–( સ્વગત ) વનવાસને, કોમળતાને અને વિવેકને અનુરૂપ આભરણો જ ચીતરવાનાં હશે.

રાજા–કાઢયું ન કર્ણે ફૂલડું શિરીષનું,
વયસ્ય ! તન્તુથી કપોલ સ્પર્શતું;
શરત્ શશીનાં કિરણો સમી કુંળી,
સ્તનાન્તરે, માળ મૃણાલની નથી. ૧૭

વિદ૦—એ તો ઠીક, પણ ભાઇ ! આ શકુન્તલા, રાતાં કમળની કળી જેવી હથેળી મ્હોં આડી ધરીને, જાણે ગભરાઇ જતી હોય એમ કેમ ઉભી છે, ભલા ? ( ધારી ધારીને જુએ છે. ) હં...સ્હમજ્યો, એ તો કુસુમરસનો ચોર પેલો વાંઝણીનો ભમરો એના મોઢા પર ધસી આવે છે...

રાજા—અટકાવ—અટકાવ એ વંઠેલને ત્યારે:

વિ૦—તે, મહારાજ ! એ વંઠેલને આપ જ વારોને ! દુષ્ટોને દંડ દેવા આપ સમર્થ છો !

રાજા—ઠીક છે: કુસુમવેલડીના એ પ્રિય અતિથિ ! આની આસપાસ શાનો ધૂમ છ ? બીજે ક્યાંક જાને !

બેઠી અંહી ફૂલ પરે, અનુરક્ત વ્હાલી
ત્હારી, સતી મધુકરી તુજ વાટય જોતી;
ના ચાખતી તુજ વિના, તૃષિતા છતાં યે
પુષ્પોતણું મધુ જરા પણ, ત્યાંજ જાને ! ૧૮

સાનુ૦—( સ્વગત ) વાહ ! વાહ ! વાર્યો યે વિવેકથીજ.

વિ૦—તે, એમ ને એમ એ માની જશે, મહારાજ ? નકટાને નાકજ ક્યાં છે ? આપે વાર્યો છતાં યે ક્યાં ખસે છે ? જનમથી જ અવળો ને !

રાજા—એમ ત્યારે ? અલ્યા ! મ્હારી આજ્ઞાનો અનાદર ? સાંભળી લે ત્યારે:

તાજી ફુટી, વણ અડી, તરુકૂંપળીશો,
જે મ્હેં પીધો સદય, સ્વાદુ રતોત્સવોમાં;
બિમ્બાધરે પ્રિયતણાં અલિ ! સ્પર્શશે જો,
પૂરીશ હું કમળનાં દળબન્ધને તો: ૧૯

વિ૦—આવી સખ્ત સજા સાંભળીને તો એ ફાટી જ પડશે : ( હસીને, સ્વગત ) મહારાજની ડાગળી તો ચસ્કી છે, પણ

હું ય તેમની સાથે રહીને તેમના જ જેવો થઈ ગયો ? (પ્રગટ) પણ, મહારાજ ! આ તો ચિત્ર છે ! અહીં ક્યાં સાચ્ચી શકુન્તલા કે ક્યાં સાચ્ચો ભ્રમર છે ?

રાજા–સાચ્ચેજ ? ત્યારે શું આ ચિત્ર છે ?

સાનુ૦–(સ્વગત) અરેરે ! મ્હને યે હમણાં જ ખબર પડે છે કે આ ચિત્ર છે. નહિ તો હું યે મ્હારું ભાન ભૂલી ગઈ'તી: ત્યારે આ કેમ ન ભૂલે ? એ બાપડાએ તો અનુભવ્યું ય છે ને ?

રાજા–પણ વયસ્ય ! ત્હું તે આવા દુષ્ટ સ્વભાવનો ક્યાંથી થયો ?

સાક્ષાત હોય ત્યમ તન્મય ચિત્તથી કં
જ્યાં પામતો હું સુખ દર્શનનું રસીલું,
ત્યાં આપીને સ્મરણ ત્હેં વળી ચિત્રકેરું
કાન્તા કરી મુજ, અરે ! જડ ચિત્ર જેવી ! ૨૦

(એમ કહીને રડે છે.)

સાનુ૦–(સ્વગત) વિરહનો આ માર્ગ તો કોઇ અનોખોજ છે ! ઘડી ઘડીમાં એ કેવો બદલાતો આવે છે ?

રાજા–રે ! રે ! વયસ્ય ! અત્યારે તો મ્હારા પર દુઃખના ડુંગર જ તૂટી પડ્યા છે ! કોણ જાણે, ક્યારે ય એનો અન્ત આવશે ?

ઉજાગરાથી ના થાતો એનો સ્વપ્ને સમાગમ;
ને આંસુડાં થવા ના દે એનાં ચિત્રે ય દર્શન: ૨૧

સાનુ૦–(સ્વગત) આ પશ્ચાત્તાપે તો શકુન્તલાના તિરસ્કારનું દુઃખ ધોઈ નાખ્યું:

(દાખલ થતાં)

ચતુ૦–જય જય, સ્વામી ! ચિત્રપેટી લઈને હું આવતી'તી ને, ત્યાં તો—

રાજા–ત્યાં શું થયું વળી ?

**ચતુ૦**–ત્યાં માર્ગમાં તરલિકા અને દેવી વસુમતી મળ્યાં. દેવીએ કહ્યું, 'લાવ, એને આર્યપુત્ર પાસે હું જ લઇ જઇશ.' અને મહારાજ ! એમ કહીને મ્હારા હાથમાંથી એ ચિત્ર પેટી બલાત્કારે ઝૂંટવી લીધી:

**વિ૦**–નશીબદાર, કે એના હાથમાંથી ત્હું હેમખેમ છૂટી !

**ચતુ૦**–હાસ્તો ! એ તો દેવીની સાડી ઝાડમાં ભરાઈ ગઈ: ને તરલિકા એને કાઢવામાં રહી, એટલાંમાં જ હું ન્હાસી છૂટી:

**રાજા**–ત્યારે તો દેવી હમણાં જ આવશે, વયસ્ય ! એમને હું બહુ માન આપું છું ને, એટલે એમનું અભિમાન વધી ગયું છે. તે, આ ચિત્રને જરા સાચવ તો !

**વિ૦**–સાથે સાથે, પોતાને ય સાચવવાનું કહી દોને ! ( ચિત્ર લે છે: ઉઠે છે ) રજા લઉં છું, મહારાજ ! હવે જયારે આપ અન્તઃપુરના આ કાલકૂટમાંથી છૂટો ત્યારે મ્હને મેઘપ્રતિચ્છન્દ મહેલમાં હાકલ મારજો:

( એમ કહીને ઉતાવળે પગલે જાય છે. )

**સાનુ૦**–( સ્વગત ) હૃદય પરોવાયું છે બીજીમાં: ને છતાં ય પહેલીનું માન પણ જાળવે છે ! છોને, હેત ઓછું થઇ ગયું હોય !

( હાથમાં પત્ર લઇને પ્રવેશ કરતાં )

**પ્રતી૦**–જય જય ! સ્વામી !

**રાજા**–વેત્રવતી ! દેવીને જોયાં રસ્તામાં ?

**પ્રતી૦**–જી હા. પણ મ્હારા હાથમાં પત્ર જોઇને દેવી ચાલ્યાં ગયાં.

**રાજા**–કાર્યકુશળ તો ખરાં. રાજકાર્યોમાં વિઘ્નો નથી નાખતાં.

**પ્રતી૦**–દેવ ! અમાત્યે વિજ્ઞપ્તિપૂર્વક કહાવ્યું છે કે રાજ્યકોષનું કામ કંઈક વિશેષ પ્રમાણમાં હોવાથી નાગરિકોનું માત્ર

એક જ કામ તપાસી શકાયું છે. અને તે આપની આજ્ઞા પ્રમાણે કાગળ પર લખીને મોકલ્યું છે.

**રાજા**–ક્યાં છે એ કાગળ ? લાવ જોઉં ?

( પ્રતી૦ કાગળ આપે છે. )

**રાજા**–( વાંચીને ) શું કરવું ? સમુદ્રો ખેડીને વેપાર કરનારા ધનપતિ શેઠ નૌકા ડૂબવાથી ડૂબી ગયા: નિ:સન્તાન બિચારા ! અમાત્ય લખે છે કે કાયદા પ્રમાણે એ સંચય હવે રાજ્ય લઈ શકે છે. રે ! રે ! નિ:સન્તાનતા યે દુ:ખ જ છે ! હં...પણ, એ બહુ ધનવાન હોવાથી એમને પત્નીઓ યે ઘણી હશે. જરા તપાસ તો કરો કે એમાંથી કોઇને ય કંઇ આશા જેવું છે ?

**પ્રતી૦**–બરાબર ખબર તો નથી. મહારાજ ! પણ સાંભળ્યું છે તે પ્રમાણે અયોધ્યાના કોઇ શેઠની પુત્રી તેમની સ્ત્રી થાય: તેને હમણાં જ પુંસવનસંસ્કાર થયો છે.

**રાજા**–ત્યારે તો જા: અમાત્યને કહે કે એ ગર્ભ જ એના પિતાના ધનનો ખરો હકદાર ગણાય:

**પ્રતી૦**–જેવી સ્વામીની આજ્ઞા: ( જવા લાગે છે. )

**રાજા**–અંહી આવ તો જરા, વેત્રવતી !

**પ્રતી૦**–આવું, મહારાજ !

**રાજા**–સન્તાન હોય કે ન હોય: પણ તેથી શું ?

પ્રજાને પડશે ખોટ, જે જે સ્નેહાળ બન્ધુની,
ન્યાયમાર્ગે થશે તે તે દુષ્યન્ત; ઘોષ એ કરો. ૨૨

**પ્રતી૦**–હમણાં જ જાહેર કરાવી દઉં. (જાય છે. ફરી પ્રવેશ કરીને) મહારાજની આજ્ઞાને તો પ્રજાએ વખતસર આવેલા વરસાદની માફક વધાવી લીધી.

**રાજા**–( નિ:શ્વાસ મૂકીને ) અરેરે ! આમ જ નિ:સન્તાન અને નિરાધાર કુટુમ્બોનો મૂલ પુરુષ જતાં, કુલની લક્ષ્મી બીજાઓ

પાસે જઇ પડે છે. મ્હારા યે અન્ત પછી, પુરુકુલની શ્રીની યે આવી જ દશા થશેને ? અરેરે !

**પ્રતી૦–शान्तं पापम् !** મહારાજ ! આપના શત્રુની યે તેવી દશા ન થાય !

**રાજા**–સ્હામું ચાલીને શ્રેય આવતું'તું, તેનો ય મ્હેં તિરસ્કાર કર્યો. ધિક્કાર હજો, મુજ પર !

**સાનુ૦**–( સ્વગત ) સાચ્ચે જ ! મ્હારી સખીને સ્મરીને જ આણે પોતાના આત્માને ધિક્કાર્યો !

**રાજા**–રોપી ય આત્મા, મુજ ધર્મપત્ની
તજી, નકારી મુજ વંશવૃદ્ધિ;
સુયોગ્ય કાલે જયમ પૃથ્વી વાવી,
તૈઆર દેવા ફળ થઈ, તજી ત્યાં. ૨૩

**સાનુ૦**–( સ્વગત ) વંશ વધશે ને વિસ્તરશે ત્હારો, રાજન્ !

**ચતુ૦**–( જનાન્તિકે ) અલી ! આ શેઠનો વૃત્તાન્ત સાંભળીને તો, મહારાજનો ઉદ્વેગ બમણો થયો. મેઘપ્રતિચ્છન્દેથી પેલા માઢવ્યને તો બોલાવી આવ,

**પ્રતી૦**–જઉં છું ત્યારે.

( જાય છે. )

**રાજા**–અરે રે ! દુષ્યન્તના પિતૃઓની તો બહુ જ કફોડી દશા હશે ! કારણ કેઃ—

'આના પછી અમ કુલે, શ્રુતિશાસ્ત્ર રીતે,
શ્રાદ્ધાદિ કોણ કરશે અમ ?' એમ ધારી;
જે અર્પ્યું તર્પણ વિશે જળ, મ્હેં અપુત્રે,
ધોતાં દગો વધતું તે, મુજ પિતૃ પીએ ! ૨૪

( એમ કહીને મૂર્છાવશ થાય છે. )

**ચતુ૦**–ધીરજ ધરીયે, મહારાજ ! ધીરજ ધરીયે, પૃથ્વીપતિ !

**સાનુ૦**–( સ્વગત ) હાયરે ! આ તો દીવો ઝળહળેછે, છતાં યે કેવળ પડદો જ આડો આવી ગયેલો હોવાથી આને અંધારૂં જ લાગે છે, ત્યારે હું જ એને ચિન્તામુક્ત કરું તો ? પણ કંઈ નહિ...શકુન્તલાને આશ્વાસન આપતાં, મહેન્દ્ર જનનીનાં મુખેથી જ મ્હેં સાંભળ્યું છે કે યજ્ઞભાગના ઉત્સુક દેવો પોતે જ એમ કરશે. દુષ્યન્ત પોતાની ધર્મ-પત્નીને અભિનન્દન આપી સ્વીકારી લે, એવી યુક્તિ અમરો પોતે જ તરતમાં રચવાના છે...તો, એ યોગ્ય કાલની રાહ જોઉ તો ?...હં...એ જ ઠીક થશે. માટે હમણાં તો ચાલ. મ્હારી પ્રિય સખી પાસે જઉં, ને તેને આ વૃત્તાન્ત કહીને આશ્વાસન આપું.

( એમ કહીને અન્તરીક્ષમાં ઉડી જાય છે. )

( નેપથ્યમાં )

મરું છું...મર્યો રે...

**રાજા**–( મુર્છા તજી દઈને, કાન દઈને ) અરે ! આ કારમી ચીસ તો માઢવ્યની જ લાગે છે ! અલ્યા ! કોણ છે અહીં ?

**પ્રતી૦**–( પ્રવેશ કરીને સંભ્રમપૂર્વક ) બચાવીયે . બચાવીયે ! કૃપાનાથ ! આપના મિત્રને. બાપડો પ્રાણસંકટમાં આવી પડ્યો છે.

**રાજા**–એ બાપડા પર વળી કોણ ધસી આવ્યું ?

**પ્રતી૦**–કોઇ અદૃશ્ય સત્વ તેના પર ચ્હડી આવ્યું છે, મહા-રાજ ! મેઘપ્રતિચ્છન્દના છેક ઉપલા ભાગ પર બાપડાને ઉપાડી ગયું છે !

**રાજા**–એમ બને જ નહિ કદિઃ મ્હારાં મહેલમાં તે સત્વો વળી કેવાં ? કે પછી,

**દિને દિને જે મુજ ભૂલ થાયે,**
**પ્રમાદથી જાણી શકું ન તે યે;**

તો કોણ શું શું કરતું પ્રજામાં,
જાણી શકું કેમ હું સર્વ તે તે ? ૨૫

( નેપથ્યમાં )

દોડો રે...દોડો...વયસ્ય ! મરું છું...રે...બચાવો...

**રાજા**–( ઉતાવળે ચાલતાં ચાલતાં ) બ્હીતો નહિ ! બ્હીતો નહિ ! સખા !

( નેપથ્યમાં )

શું ' બ્હીતો નહિ ! બ્હીતો નહિ ! ' ? જુઓને, આ કોક મ્હારી ડોક મરડીને શેરડીની જેમ ત્રણ ત્રણ કટકા કરી નાખે છે...ઓય...ઓ...ય...રે...

**રાજા**–( આરાપારા જોઈને ) ધનુષ્ ! ધનુષ્ ક્યાં છે મ્હારું ?

**યવની**–( હાથમાં ધનુષ લઈને પ્રવેશતાં ) આ રહ્યું, મહારાજ ! ધનુષ અને હસ્તરક્ષા !

( રાજા ધનુષ્યબાણ લે છે. )

( નેપથ્યમાં )

તાજું પીવા રુધિર હું તુજ કંઠકેરું,
મારું હવાં, ફફડતું પશુ જેમ સિંહ;
જે નિત્ય બાણ શરણાગતકાજ ધારે,
દુષ્યન્ત એ શરણ હો ! તુજ આજ થાયે ! ૨૬

**રાજા**–શું મ્હારું જ નામ દીધું ? ઉભો રહે ! ચંડાળ ! રાક્ષસ ! ઉભો રહે ! હમણાં જ ત્હને હતો નહતો કરી નાખું. ( ધનુષ ચડાવીને ) વેત્રવતી ! ચાલ, પગથીયા તરફ.

**પ્રતી૦**–આ તરફ પધારીયે દેવ ! ( બન્ને સત્વર જાય છે. )

**રાજા**–( આસપાસ જોઈને ) અરે ! અંહી તો કોઈ યે નથી !

( નેપથ્યમાં )

ધાજો રે ! ધાજો, મહારાજ ! હું તો આપને જોઉં છું, પણ આપ મ્હને જોતા નથી: હવે તો બીલાડીએ પકડેલા ઉંદરની માફક મ્હારી યે જીવવાની આશા ધૂળધાણી થઈ ગઈ ! !

**રાજા**–ઉભો રહે! અલ્યા અદશ્યસિદ્ધિનો ફાંકો રાખનાર ! હું ત્હને ન જોઈ શકું તો કંઈ નહિ ! પણ મ્હારું આ શસ્ત્ર ત્હને જુએ છે ! જો, આ બાણ સાંધું છું કે હમણાંજ એ

હણશે તુજને વધ્ય ! રક્ષશે રક્ષ્ય વિપ્રને;
હંસ જયમ જળે મળ્યું દૂધ પી જળને તજે ! ૨૭

( બાણ તાકે છે ત્યાં તો વિદૂષકને છોડી દઈને માતલિ આવે છે )

**માતલિ**–હાં...હાં...આયુષ્મન્ !

ઇન્દ્રે કર્યા છે ત્હમ લક્ષ્ય દૈત્યો,
તો બાણ આ દૈત્યભણી જ તાકો:
કૃપાભર્યાં લોચન સૌમ્ય હોયે
સ્નેહીભણી: ના કદિ શસ્ત્ર કારી: ૨૮

**રાજા**–( અસ્ત્ર પાછું ખેંચી લઈને ) અરે ! માતલિ ! તું ક્યાંથી ? ભલે આવ્યો મહેન્દ્રસારથિ !

**વિ૦**–( પ્રવેશીને ) વાહ ! વયસ્ય ! વાહ ! ધન્ય છે ત્હમને ! યજ્ઞપશુની જેમ મ્હને મારનારને તો ત્હમે અભિનન્દન આપો છો ! વાહ ! વાહ !

**માતલિ**–( હસીને ) સાંભળો, આયુષ્મન્ ! ભગવાન્ મહેન્દ્રે મ્હને આપની પાસે મોકલ્યો છે.

**રાજા**–ભગવાન્ મહેન્દ્રે ? શા માટે ?

**માતલિ**–કાલનેમિના કુલનો દુર્જય નામનો એક દાનવગણ છે..

**રાજા**–હં...ભગવાન્ નારદ પાસેથી એ પૂર્વે સાંભળ્યું હતું... તે તેનું શું ?

**માતલિ**–જીતી શકે ન તમ મિત્ર મહેન્દ્ર એને,
તેથી નિમે રણશિરે ત્હમને વધાર્થે;
જો, ભાનુ યે હણી શકે નહિ રાત્રીકેરં
ગાઢું હણે તિમિર એ પલમાં જ ઇન્દુ. ૨૯

તો તેને જીતવા માટે શસ્ત્રસજ્જ થઇને હમણાંજ પધારીયે મ્હારી સાથેઃ ભગવાન્ મહેન્દ્રનો રથ પણ મ્હેં આણ્યો છે.

**રાજા**–ભગવાન્ મહેન્દ્ર તો આથી મ્હને ઘણું માન આપે છે. ઉપકાર થયો તેમનોઃ પણ, માતલિ ! કહે તો ખરો ! આ બાપડા માઢવ્યને હેરાન કેમ કરતો'તો ?

**માતલિ**–કહું, આયુષ્મન્ ! ગમે તે કારણ હોય, પણ આપનું ચિત્ત મ્હને વ્યગ્ર દેખાયું. એટલે આપને ઉત્તેજિત કરવા માટે મ્હેં આમ કર્યું, કારણ કેઃ—

છંછેડતાં જરી, ફણી ધરી રીસ, કોપે,
ને અગ્નિ યે ભભૂકતો જરી ફૂંકતામાં;
થાતાં જરાક ઉરક્ષોભ, મનુષ્ય કેરો
આત્મપ્રભાવ બહુધા પ્રગટી ઉઠન્તો ! ૩૦

**રાજા**–( જનાન્તિકે ) વયસ્ય ! મ્હારાથી અમરપતિની આજ્ઞાનો અનાદર થઈ શકે તેમ નથી. માટે અમાત્ય પિશુનની પાસે તું જાઃ આ સર્વ તેને જણાવીને, મ્હારી વતી કહેજે કેઃ–

હાવાં ત્હારી જ બુદ્ધિથી પ્રજાને પરિપાલજે;
સાધેલું આ ધનુ, આજે રોકાયું અન્ય કાર્યમાં ! ૩૧

**વિ૦**–જેવી આપની આજ્ઞાઃ ( કહીને જાય છે. )

**મા૦**—ત્યારે હવે, રથારૂઢ થશો, આયુષ્મન્ ?

( રાજા રથપર ચ્હડવાનું નિરૂપે છે. )

( સર્વે જાય છે. )

: અંક છઠ્ઠો સમાપ્ત. :

## અંક સાતમો

( આકાશમાર્ગે: રથારૂઢ રાજા અને સારથિ પ્રવેશ કરે છે. )

**રાજા**–માતલિ ! ભગવાન્ મહેન્દ્રનું કાર્ય તો મ્હેં કર્યું: પણ તેમાં મ્હારો આટલો બધો સત્કાર તે હોય ? શો સત્કાર ? અહો ! શું સન્માન ! સાચ્ચે જ, સત્કારના પ્રમાણમાં તો મ્હેં કંઇ કર્યું જ નથી.

**મા૦**–( હસીને ) આયુષ્મન્ ! આપ બન્ને પરસ્પર અસંતુષ્ટ જ જણાઓ છો. કારણ કે:—

અતિ આદર પાસ ઇન્દ્રના,<br>
ઉપકારો ત્હમ સ્વલ્પ માનતા;<br>
ગણતા ત્હમ શૌર્યવિસ્મયે,<br>
નિજદીધાં બહુમાન તુચ્છ એ. ૧

**રાજા**–પણ, એમ નહિ, માતલિ ! વિદાય આપતી વખતે એ આટલો બધો સત્કાર કરશે એ તો કલ્પનામાં ય ન હતું. જો તો ખરો ! અમરો સર્વે બીરાજ્યા હતા ત્યારે, પોતાની સાથે અર્ધા આસન પર મ્હને બેસાડીને

આશાભર્યો ત્યાં જ હતો જયન્ત,<br>
તેને નિહાળી સ્મિતથી મહેન્દ્રે;<br>
અર્પી હરિચન્દન ચિહ્નવાળી,<br>
મન્દારમાલા મુજ કંઠ મધ્યે: ૨

**મા૦**–આયુષ્માનને અમરેશ્વર જે આપે તે થોડું જ છે: કારણ કે:—

બે વ્યક્તિએ સુખપિપાસુ મહેન્દ્ર કેરા
એ સ્વર્ગને અસુરકંટકવ્હોણું કીધું;
પૂર્વે કર્યું નરસિંહે નખ તીક્ષ્ણથી એ,
હાવાં ત્હમે કુટિલ સાયકથી કર્યું એ. ૩

**રાજા**–એ પ્રતાપ તો ભગવાન્ શતક્રતુનો !
દાસો કરે વિજય દુષ્કર કાર્યમાં જે,
સ્વામીપ્રતાપ થકી એ સહુ: એમ જાણો;
સ્થાપે ન ભાનુ રથ આગળ તો જરા યે,
અન્ધાર શું અરુણ ફેડી શકે કદાપિ ? ૪

**મા૦**–બરાબર છે. ( થોડુ અન્તર વટાવીને ) જુઓ ! જુઓ ! આયુષ્મન્ ! ત્હમ યશનું સૌભાગ્ય તો છેક ગગનના ગોખ સુધી પહોંચ્યું છે ! જુઓ તો ખરા !

રંગાદિશેષે સુરસુન્દરીના,
વસ્ત્રોવિશે કલ્પલતાતણાં આ;
વિચારીને ગેયસ્તુતિવિશે જ,
ચરિત્ર દેવો તમ દિવ્ય ગૂંથે ! ૫

**રાજા**–એ તો ઠીક: પણ માતલિ ! પહેલાં જ્યારે આપણે સ્વર્ગને માર્ગે ચઢ્યાને, ત્યારે અસુરદળને સંહારવાની હોશમાં ને હોંશમાં જ, મ્હેં માર્ગ યે બરાબર જોયો નહિ: આપણે અત્યારે કયા વાયુમંડળમાં વિચરીએ છીએ, ભલા ?

**મા૦**– જે ધારતો ત્રિપથગા રમતી અનંતે,
નક્ષત્રને નિયમતો નિજ વાયુરૂપે;
બીજે પદે હરિતણાં, શુભ જ્યોતિવાળો,
કે'વાય આ પરિવહ નૃપ ! વાયુમાર્ગ. ૬

**રાજા**–ત્યારે જ, માતલિ ! મ્હારે રોમેરોમ આનન્દ ઉઠે છે: હં...ત્યારે જ મ્હારો અન્તરાત્મા આટલો બધો પ્રસન્ન

થાય છે. ( રથને જોઇને ) અરે ! પણ આ તો આપણે મેઘમાર્ગમાં આવી પહોંચ્યા !

**મા૦**–બરાબર છે: પણ એ કેમ જાણ્યું આપે ?

**રાજા**– અરવિવર મહીંથી ચાતકો આ ઉડન્તા,
રથહય ઝબકંતા વીજળીના પ્રકાશે;
જલકણભીની નેમિ: સર્વ એ તો બતાવે,
જલધર ઘનમાર્ગે આપણે આવી પૂહોંચ્યા ! ૭

**મા૦**–ને, આયુષ્મન્ ! હવે તો ક્ષણમા જ આપ ભૂમંડળમાં પહોંચી જશો.

**રાજા**–મનુષ્યલોક કેવો અદ્ભુત દેખાય છે ? આપણે વેગથી નીચે ઉતરીએ છીએ એટલે કેવો એ રમણીય દેખાય છે ? જો તો ખરો !

શૈલશૃંગ ઉંચાં થતાં વસુમતી દીસન્ત નીચે જતી,
દેખાયે તરુપલ્લવો, પ્રગટતાં શાખા થણેરી થડે;
દેખાતી જળહીન, તે જળભરી દેખાય સ્રોતસ્વિની,
જાણે કો' મુજ પાસ ભૂમિ ઉંચકી હોયે અંહી લાવતું ! ૮

**મા૦**–ધન્ય છે, આયુષ્મન્ ! આપની નિરીક્ષણ શક્તિને ! ( બહુમાનપૂર્વક ) વાહ ! વાહ ! વસુન્ધરા કેવી રમણીય–કેવી ભવ્ય દેખાય છે ?

**રાજા**–પણ, માતલિ ! પેલો કયો પર્વત હશે ભલા ? સોનાના રસની રેલ રેલાવતો, સંધ્યાના મેઘદુર્ગ સમોવડો ? જાણે પૂર્વપશ્ચિમ સમુદ્રમાં ન્હાતો હોય નહિ !

**મા૦**–એ તો હેમકૂટ પર્વત છે, આયુષ્મન્ ! તપસ્વીઓનાં તપની સંસિદ્ધિ કરનારો એ ગિરિરાજ કિંપુરુષખંડમાં આવેલો છે. જુઓ—

સ્વયંભૂના મરીચિ ને થયા તેના પ્રજાપતિ;
તે સપત્ની તપે આંહી, દેવદૈત્યતણા પિતા: ૯

**રાજા**–ત્યારે તો, માતલિ ! ભગવાન્‌નાં દર્શન કરીને જ જઇએ તો ? શ્રેયને કોણ અવગણે ?

**મા૦**–એ તો સરસ: ( ઉતરવાનું નિરૂપે છે. )

**રાજા**–( સવિસ્મય )

શબ્દો જરાયે રથચક્ર ના કરે,
ગતિ વિશે ધૂળ ન ઊડતી દીસે;
સ્પર્શે ન ભૂમિ: રથ તેથી રોકતાં,
દીસે ઉતાર્યો નહિ: ઊતર્યો છતાં ! ૧૦

**મા૦**–બસ: અવનીપતિમાં અને અમરપતિમાં એટલો જ તફાવત:

**રાજા**–માતલિ ! ભલા મારીચ ઋષિનો આશ્રમ ક્યાં આવ્યો ?

**મા૦**–( હાથથી બતાવીને )

વલ્મીકે તનુ ઢુબ્યું કે, ઉરસુધી વીંટાઇ છે કાંચળી.
કંઠે જીર્ણલતાસમૂહ થકી જે અત્યન્ત પીડાયલા:
વ્યાપ્યા અંસવિશે જટાજૂટમહીં માળા શકુન્તે કર્યાં,
એવા નિશ્ચલ સ્થાણુશા મુનિ પ્હણે પૂર્વાભિમુખે રહ્યા ! ૧૧

**રાજા**–નમસ્તે ! કષ્ટતપસ્વીજી !

**મા૦**–( રથનો વેગ ધીમો કરતાં ) અને, આ આપણે પ્રજાપતિના આશ્રમમાં આવી પહોંચ્યા: પે...એ...લો મન્દાર છે ને, આયુષ્મન્! તેને અદિતિએ ઉછેર્યો છે.

**રાજા**–અરે, વાહ ! આ સ્થળ તો સ્વર્ગથીયે સુન્દર છે ને શું ? કેવી અદ્દભુત શાન્તિ વરસી રહી છે ? જાણે અમૃતથી જ ન્હાતા હોઇએ નહિ !

**મા૦**–( રથ થોભાવીને ) ત્યારે, આયુષ્મન્ ! ઉતરીયે અંહી.

**રાજા**–( ઉતરીને ) અને, માતલિ ! ત્હું શું કરીશ ?

**મા૦**–જુઓને, આયુષ્મન્ ! રથ મ્હેં થોભાવ્યો છે. હું યે અંહી જ ઉતરું છું. ( ઉતરીને ) જુઓ ! જુઓ ! આયુષ્મન્ ! ( ફરીને ) પેલી ઋષિઓની તપોવનભૂમિ દેખાય છેઃ તેને જુઓ તો ખરા !

**રાજા**–આશ્ચર્ય ! કેવી સુન્દર છે એ ભૂમિ, માતલી !

પ્રાણો કલ્પતરૂતણાં ય વનમાં પોષી સદા વાયુથી,
સોનાપદ્મની રેણુરંગી જળથી ધર્માભિષેક ક્રિયા;
ધારે રત્નશિલાશું–ધ્યાન ડગતાના અપ્સરાથી ય જે,
જેને કાજ તપે તપો મુનિ બીજા, તેમાં વસી આ તપે ! ૧૨

**મા૦**–સાચ્ચેજ ! મ્હોટેરાંઓની પ્રાર્થના તો ગગનગામી જ હોય ! ( ફરીને આકાશ તરફ ) અરે, વૃદ્ધ શાકલ્ય ! ભગવાન્ મારીચ ત્યાં બીરાજે છે કે ?...હેં ? શું કહ્યું ? દાક્ષયણીએ પતિવ્રતા ધર્મ પૂછ્યો એટલે તેને ને બીજી ઋષિપત્નીઓને તે સંભળાવે છે ?...હેં ? શું એમજ કહ્યું ને ?

**રાજા**–( સાંભળીને ) ત્યારે માતલિ ! એમને વિરોધ ન કરીએ તો ?

**મા૦**–પેલા અશોક પાસે આપના જરા બીરાજશો ?... એટલામાં હું ભગવાન્ ઇન્દ્રગુરુને આપના આગમનના ખબર આપી આવું.

**રાજા**–હા, બેઠો છું, જઇ આવ ત્યારે.

**મા૦**–રજા લઉં છું ત્યારે, આયુષ્મન્ ! ( માતલિ જાય છે. )

**રાજા**–( હાથ ફરકવાનું નિરૂપીને )

મનોરથ ફળે ક્યાંથી ? કાં હસ્ત ! ફરકે વૃથા ?
પૂર્વે જે તરછોડ્યું તે શ્રેય દુઃખે ફરી જતું. ૧૩

( નેપથ્યમાં )

અલ્યા ! પણ તોફાન કાં કર ? ગયોને પાછો ત્હારી જાત પર ? વાઢ તેવા જ વેલા ?

**રાજા**–( સાંભળીને ) અરે ! પણ આ કોને વઢતાં હશે, ભલા ? અંહી તો બધા સાત્ત્વિક જ રહે છે: તેમાં વળી અવિનયી કોણ જાગ્યું હશે ? ( શબ્દની દિશામાં જોઈને ) અરે ! આ તો પેલી બે તપસ્વિનીઓ પેલા બાલકને વારતી જણાય છે ! કેવું સરસ છે એ બાલક ? પ્રભાવમાં તો જરા ય બાલક નથી લાગતું ! વળી

સિંહીની સ્હોડથી ધાવ્યા–ન ધાવ્યા સિંહબાલને
યાળ ચૂંથી, ક્રીડા કાજે ખેંચે છે બલથી અરે ! ૧૪

(ત્યાં તો ઉપર જણાવ્યું તે પ્રમાણે તપ૦ અને બાલક પ્રવેશ કરે છે.)

**બાળક**–અલ્યા એ...ય હાવજડા ! ફાડ ત્હારું ડાચું: અમ્હારે ત્હારા દાંત ગણવા છે !

**પહેલી**–અલ્યા ! પણ આપણાં બાળકો જેવાં આ વનચરોને હેરાન કાં કર ? બહુ ફાટયો લાગે છે ! ભલે ઋષિઓએ ત્હને સર્વદમન નામ આપ્યું ! ત્હારામાં તો નામ એવા જ ગુણ છે !

**રાજા**–આ બાલક તરફ મ્હને ઔરસ પુત્ર જેટલું હેત કેમ આવતું હશે, ભલા ? મ્હારી અપુત્રતાને લીધે તો એ નહિ હોય ?

**બીજી**–પણ માનતો કેમ નથી ? અલ્યા ! મૂકી દેને એને ! નથી ગણકારતો કે ? જો આ આવી સિંહણ: એ પહોંચશે ત્હને.

**બાળક**–( હસીને ) હા...હા...તે એમ બ્હી જતા હશું, ખરું ને ?

( એમ કહીને પોતાનો નીચલો હોઠ બતાવે છે. )

**રાજા**–( સ્વગત ) ઉત્કૃષ્ઠ તેજનું બીજ મ્હને આ બાલ ભાસતો;
ચીનગારી સ્વરૂપે શું, અગ્નિ ઇન્ધન માગતો ? ૧૫

**પ૦**–પણ, બાપુ ! છાડી દેને એને ! લે, ત્હને બીજું રમકડું આપું.

**બા૦**–લાવ : ક્યાં છે જોઉં ?

( હાથ લાંબો કરે છે. )

**રાજા**–( સ્વગત ) અરે વાહ ! આના હાથમાં ચક્રવર્તીનાં લક્ષણો યે છે ને શું ?

મનોજ્ઞ વસ્તુ ગ્રહવા ધસંત આ
જાળે ગુંથ્યો અંગુલીયુક્તશો કર;
ઉષાતણી નૂતન લાલિમા થકી
સળંગ દીસંત શું પદ્મ ખીલ્યું કે ? ૧૬

**બીજી**–પણ, સુવ્રતા ! એ નહિ માને એમ ને એમ. જોને, મ્હારી પર્ણકુટિમાં ઋષિકુમાર માર્કણ્ડેયનો ચીતરેલો માટીનો મોર પડ્યો છે. તે આને લાવી આપને, બ્હેન !

**પ૦**–લાવું ત્યારે. જક્કી નહિ તો...

( કહીને જાય છે. )

**બા૦**–તે, એ નહિ આવે ત્યાં સુધી અમ્હે આનાથી જ રમીશું !

**રાજા**–( સ્વગત ) એ જક્કી છે તો ય મ્હને તેના તરફ કેટલું બધું હેત આવે છે ?

દેખાય દન્તકળિઓ અમથાં સ્મિતેથી,
ને કાલી કાલી અધુરી, મધુરી ય બોલી;
ખોળે ધર્યા શિશુ તણી કંઈ ગાત્રધૂળે,
અંગે થતા મલિન તે જન ધન્ય નિશ્ચે ! ૧૭

**તાપસી**–હાય રે ! પણ આ તો મ્હને ગણકારતો યે નથી. ( આસપાસ જોઈને ) અરે ! કોઈ ઋષિકુમાર છે કે ? અલ્યા ! આમ આવોને, કોઇ ! ( રાજાને જોઇને ) ભાઇ !

ત્હમે જરા આવશો ? જુઓને, આ તો આને છોડતો ય નથી. ત્હમે છોડાવશો જરા ?

**રાજા**–( આવીને સસ્મિત ) અરે ! ઓ મહર્ષિ પુત્ર !

કયમ આશ્રમવિરુદ્ધ વૃત્તિને.
ધરતો ત્હું તુજ જન્મથી જ રે ?
સુખી જન્તુ કયમ ત્હું ય દૂભવે ?
જયમ કૃષ્ણફણીબાલ ચન્દન ? ૧૮

**તા૦**–પણ, ભદ્રમુખ ! આ ઋષિકુમાર નથી.

**રાજા**–એ તો તેના આકાર ને આચાર જ કહી આપે છે. પણ, આ સ્થાન એવું રહ્યું એટલે અમ્હારે આમ ધારવું પડ્યું ! ( વિનવતો હોય તેમ બાલક પાસે જાય છે. ને તેને સ્પર્શ કરીને )

અડયે જ આ અંકુર કોકનું યે,
જો ગાત્ર પામે સુખ આવું મ્હારાં;
તો શી હશે નિર્વૃતિ ધન્યને તે,
જેના ઉછંગે ઉછર્યો હશે આ ? ૧૯

**તા૦**–( બન્નેને જોઇને ) આશ્ચર્ય ! આશ્ચર્ય ! !

**રાજા**–કેમ ભલા ? આશ્ચર્ય વળી શાનું ?

**તા૦**–આપની અને આપની આકૃતિ મળતી આવે છે, એટલે સ્તો ! વળી જુઓને ! આપ અજાણ્યા છો તો યે આપને એ કંઇ બોલે છે ? કેવો ડાહ્યોડમરો થઈ ગયો છે ?

**રાજા**–( બાળકને રમાડીને ) ત્યારે જો આ ઋષિકુમાર ન હોય તો કહેશો જરા, એ કયા કુલમાં જન્મ્યો છે ?

**તા૦**–પુરુકુલમાં.

**રાજા**– ( સ્વગત ) પુરુકુલમાં ? ત્યારે તો અમ્હારા બન્નેનું

કુલ પણ એક જ છે ને શું ?...હં...સમજ્યો. ત્યારે જ આ બાળને અમ્હારી આકૃતિમાં સમાનતા લાગતી હશે... પણ પૌરવોનું અન્તિમ વ્રત તો આ છે ને ? કે

પૂર્વે નિવાસ કરતા મહી રક્ષવાને,
રૂડાં અતિ રસભર્યાં ભવનો વિશે તે;
ને તે પછી, વન વિશે યતિધર્મ પાળે,
ત્યારે થતાં તરુમૂલો નિજના નિવાસ ! ૨૦

( પ્રગટ ) પણ મૃત્યુલોકનાં માનવીઓ, અહીં પોતાની મેળે શી રીતે આવી શકે ?

**તા૦**–બરાબર છે. આ તો દેવગુરુનું તપોવન છે. મર્ત્યોથી તો અહીં આવી શકાય જ નહિ. પણ, આ બાલકની માતા અપ્સરા છે ને, એટલે એનો જન્મ અહીં થયો !

**રાજા**–( આડું જોઇને, સ્વગત ) સાચ્ચે જ, આ યે આશા ઉપજાવે તેવું જ છે. ( પ્રગટ ) ત્યારે કહેશો, એ કયા રાજર્ષિનાં ધર્મપત્ની થાય ?

**તા૦**–અરે ! પોતાની ધર્મપત્નીનો અકારણ ત્યાગ કરનાર એવા પાપીઆનું નામ લેવાનું ય કોને મન થાય ?

**રાજા**–( સ્વગત ) આ કથા યે મ્હને જ મળતી આવે છે ને શું ?...ત્યારે આ બાળકની માતાનું નામ તો પૂછી જોઉં ?...પણ જવા દે ને ! પરસ્ત્રીનું નામ પૂછવાનું આપણને શું કામ ? એ આર્યોને ન છાજે !

**સુવ્રતા**–( માટીનો મોર લઇને દાખલ થતાં ) ક્યાં ગયો ? અલ્યા સર્વદમન ! લે ! આ શકુન્તલાવણ્યને જો !

**બા૦**–( ચમકીને જોતાં ) ક્યાં ? ક્યાં છે મ્હારી માડી, હેં ?

**બન્ને**–ઠગાયો રે ! ઠગાયો ! શબ્દો મળતા આવવાથી કેવો ઠગાયો ? માડીઘેલો નહિ તો !

**બીજી તાપસી**–પણ, બેટા ! મ્હેં શકુન્તલાનું કયારે કહ્યું ? મ્હેં તો ત્હને આ માટીના મોરનું લાવણ્ય જોવાનું કહ્યું.

**રાજા**–( સ્વગત ) ત્યારે, આની માતાનું નામ શું શકુન્તલા ? હા,...પણ એક જ નામવાળાં બહુ મનુષ્યો કયાં નથી હોતાં ? આ રીતે એકલું નામ તો મૃગજળની માફક ખેદ કરાવે છે.

**બાળ**૦–પણ, માડી ! આ મોર તો મ્હને બહુ ગમે છે, હો ! કેવો મઝાનો છે ?

( રમકડું લે છે. )

**પહેલી**–હાય રે ! પણ આનું રક્ષામાદળીયું કયાં ગયું ? આના કાંડા પર તો એ નથી દેખાતું !

**રાજા**–ખેદ ન કરો ! જુઓ, તે આ રહ્યું. એ તો એ, પેલા સિંહના બચ્ચાંને રમાડતો'તો ને, તેવામાં પડી ગયું.

( લઈ લેવા જાય છે. )

**બન્ને**–અડો મા ! અડો મા ! એને મૂકી દો !...અરે ! પણ આણે તો એ લઇ લીધું ? ( છાતી પર હાથ રાખીને પરસ્પર જોઈ રહે છે.)

**રાજા**–પણ, મ્હને અટકાવતા'તા કેમ ? કહો તો ખરા !

**પહેલી**–સાંભળો, મહારાજ ! એ ઔષધિનું નામ અપરાજિતા છેઃ જ્યારે આનો જાતકર્મસંસ્કાર થયોને, ત્યારે ભગવાન્ મારીચે એ આપેલઃ તેનો પ્રભાવ એવો છે કે, એ જમીન પર પડી ગયું હોય, ત્યારે આનાં માબાપ અને આના પોતાના સિવાય, ચોથું કોઇ તેને લઇ શકે નહિઃ

**રાજા**–અને–અને કોઇ લઇ લે તો ?...

**પહેલી**–તો એ સર્પ બનીને તેને ડસે.

**રાજા**–ત્યારે તો આપે તેમ થતાં નજરોનજર જોયું યે હશે !

**બન્ને**–હા...રે ! મહારાજ ! કેટલી ય વાર...

**રાજા**–( સ્વગતઃ સહર્ષ ) ત્યારે તો મ્હારો મનોરથ ફળ્યો આજે !

( બાળકને ભેટે છે. )

**બીજી**–પણ, સુવ્રતા ! ચાલને ! આપણે આ ખબર નિયમ-નિમગ્ન શકુન્તલાને આપી આવીએ: ( બન્ને જાય છે. )

**બા૦**–છોડી દોને મ્હને ! મ્હારે મ્હારી બા પાસે જવું છે !

**રાજા**–અરે ! હવે તે એમ જવાય ? દીકરા ! આપણે બન્ને સાથે જઇશું: પછી આપજે ને ત્હારી બાને વધાઇ !

**બા૦**–'દીકરા' 'દીકરા' કોને કર છ ? તું કાંઈ મ્હારો બાપ નથી થઇ આવ્યો ! મ્હારા બાપુ તો દુષ્યન્ત છે !

**રાજા**–આ નકાર પણ એ જ સિદ્ધ કરે છે, બેટા !

( ત્યાં એકવેણીધારી શકુન્તલા પ્રવેશ કરે છે. )

**શકુ૦**–સર્વદમનની ઔષધિ જમીન પર પડી: ઉપડી: ને છતાં યે એમ ની એમ જ રહી: એ સાંભળ્યું તો ય મ્હારા નાથ આવ્યા હશે એમ તો આશા જ નથી !...કે પછી હોય તે ખરું ! સાનુમતીએ કહ્યું'તું તે કદાચ સાચ્ચું યે પડે !

**રાજા**–( શકુન્તલાને જોઇને ) એ જ–એ જ એ મહાદેવી ! એ જ મ્હારી શકુન્તલા !

કંઇ શ્યામલ વસ્ત્ર ધારીને,
તપસ્વીક્ષી, ધરી એક વેણી એ;
મુજ નિષ્ઠુરના વિયોગનું,
વ્રત લાંબું સહતી વિશુદ્ધ એ: ૨૧

**શકુ૦**–( પશ્ચાત્તાપથી ફીક્કા લાગતા રાજાને જોઈને ) ના રે ! જીવ ! આ તો આર્યપુત્ર નથી જ !...પણ, ત્યારે આ કોણ હશે ? મ્હારા મંગલરક્ષાબંધા દીકરાને પોતાનાં અંગો વડે આ કોણ અભડાવતું હશે ?

**બા૦**–( માતા પાસે દોડી જઈને ) માડી ! આ જોને ! આ કોક ભાયડો મ્હને 'દીકરો' 'દીકરો' કહીને વળગી પડે છે !

**રાજા**–પ્રિયે ! મ્હેં ત્હને રીસ કરી તરછોડી...પણ...પરિણામ રુડું આવ્યું: ત્હને હું ભૂલી ગયો હતો તે આજે ફરીથી ઓળખી શકું છું.

**શકુ૦**–( સ્વગત ) ધીરજ ધર ! મનડાં ! ધીરજ ધર ! રૂઠયું મટી આજે દૈવ રીઝયું છે ! આ તો આર્યપુત્ર જ છે !

**રાજા**–પ્રિયે !

જાગ્યે સ્મૃતિ, સુમુખિ ! દૂર થતાં વિમોહ,
મ્હારી સમીપ ત્હું ઉભી પ્રિય ! ધન્ય ભાગ્ય !
જામ્યો સુયોગ દીસતો ગ્રહણાન્ત થાતાં,
રૂડો નિશાકર અને નિજ રોહિણીનો. ૨૨

**શકુ૦**–જય હો ! આર્યપુ...

( આટલું બોલી ગળગળી થઇ અટકી જાય છે. )

**રાજા**–સુન્દરી !

જીત્યું મ્હેં ' જય હો !' એવા બાષ્પરૂન્ધ્યા ય શબ્દથી;
કાં કે ફીકકું છતાં જોયું બિમ્બોષ્ઠફૂટડું મુખ. ૨૩

**બા૦**–આ કોણ છે? હેં માડી ?

**શકુ૦**–મ્હને શું પુછ છ ? બાપુ ! ત્હારા સદ્‌ભાગ્યને જ પૂછને !

**રાજા**–( શકુન્તલાને પગે પડીને ) દેવી !

ભૂલી આજ જજે અભાવ ઉરથી, દેવી ! નકાર્યોતણો,
ના જાણું કયમ ત્યાહરે હું કપરા સમ્મોહઘેર્યો બન્યો ?
સત્કાર્યોમહીં વૃત્તિ આવી બહુધા, મોહાન્ધકારે થતી,
ફેંકી દે ફૂલમાળને ગણી ફણી, અન્ધાશિરે જો પડી ! ૨૪

**શકુ૦**–ઉઠો ! આર્યપુત્ર ! ઉઠો ! એમાં આપનો અપરાધ શો ? આપ તો દયાળુ છો ! છતાં યે તે દિ' મ્હારી કોઇ પૂર્વની કરણી નડીઃ નહિ તો, વળી, આપનું દયાભર્યું હૃદય કદિ કઠણ થાય ખરું ? ઉઠો નાથ ! ( રાજા ઉભો થાય છે. ) પણ, નાથ ! આપ તો અભાગણીને વિસરી ગયા હતા ! પુનઃ હું શી રીતે સાંભરી ?

**રાજા**–કહીશ, પ્રિયા ! મ્હારા વિષાદનું શલ્ય કાઢી નાખ્યા પછી.

જે આંસુંડું અધર ઝંખવતું દીસંતું,
ને મોહથી સુતનુ ! મ્હેં હતું જે ઉવેખ્યું,

તે, જન્મવાંકી ત્રુજ પાંપણુમાં રહેલું
લૂછી, વિષાદ મુજ આજ બધો વિસારૂં. ૨૫

(એ પ્રમાણે કરે છે.)

**શકુ૦**–(નામમુદ્રા જોઇને) આર્યપુત્ર! આજ પેલી વીંટી!

**રાજા**–હા, એજ આ: તેનો ઉપકાર કંઈ જેવો તેવો નથી, પ્રિયે! તેનાં દર્શને તો મ્હને ત્હારું સ્મરણ થયું.

**શકુ૦**–એ ગોઝારીનો ઉપકાર શાનો વળી? નાથ! ખરે ટાંકણે તો બાઇસાહેબનાં દર્શને ય દુર્લભ થઇ પડયાં'તાં!

**રાજા**–પણ, હવે તો એ ઋતુનું રૂપાન્તર પણ થઈ ગયું છે. હવે ભલે એ ત્હારી કરવેલડીએ કુસુમ જેવી શોભે! ઋતુ ફરે ત્યારે તો લતા યે ફૂલો ધારણ કરે!

**શકુ૦**–ના રે નાથ! મ્હને તો એનો વિશ્વાસ સરખો યે નથી. આપજ પહેરો તેને!

(ત્યાં માતલિ આવે છે.)

**મા૦**–આજે તો સોનાનો સૂરજ ઉગ્યો ને શું? આયુષ્માનને આજે ધર્મપત્નીનો સમાગમ થયો! દીકરાનું મ્હોં જોવાનું સુખ મળ્યું!

**રાજા**–મ્હારા મીઠા મનોરથ બધા ય આજે ફળ્યા છે, માતલિ! પણ, ભગવાન્ મહેન્દ્રને હજી આ વાતની ખબર નહિ હોય, ખરું ને?

**મા૦**–(હસીને) ઐશ્વર્યવન્તાઓને અજાણ્યું શું હોય? પણ, પધારીયે, આયુષ્મન્! ભગવાન મારીચ આપને દર્શન દે છે.

**રાજા**–ચાલ ત્યારે, શકુન્તલા! પુત્રને લઈ લે. આપણે ત્રણે ભગવાનનાં દર્શન સાથે જ કરીએ!

**શકુ૦**–ના રે નાથ! વડીલોની પાસે આર્યપુત્રની સાથે જતાં હું તો શરમાઉં!

**રાજા**–અભ્યુદયકાળે તો શરમ પણ છોડવી જોઇએ. ચાલ, હવે, વ્હેલા!

(સર્વે જાય છે.)

( એક જ આસન પર બેઠેલાં મારીચ અને અદિતિ પ્રવેશ કરે છે.)

**મારીચ**–( રાજાને આવતો જોઇને ) દાક્ષાયણિ !

જે અગ્રણી રણ વિશે તુજ પુત્ર કેરો,
દુષ્યન્ત એ પૃથિવી પાલનહાર પેલો !
જેનાં શરો સમીપ થૈ ઉપયોગવ્હોણું,
એ વજ્ર ભૂષણ બન્યું અમરેશ કેરૂં. ૨૬

**અદિતિ**–અનુભાવની આકૃતિ તો એવી જ પ્રભાવવાળી છે.

**મા૦**–આયુષ્મન્ ! જુઓ ! જુઓ ! અમરકુલનાં આ માતા-પિતા આપને વાત્સલ્યવરસતી નજરે નિહાળી રહ્યાં છે !

**રાજા**–માતલિ ! શું આ

જોડું દક્ષમરીચિજન્મ્યું, વળી જે બ્રહ્માથી એકાન્તર,
જેને દ્વાદશ સૂર્યજ્યોતિતણું યે કે'તા મુનિ કારણ;
જેણે જન્મ દીધો ત્રિલોકપતિ જે, તે યજ્ઞભાગેશને,
જન્મ્યા જે થકી આત્મભૂ: પર છતાં લોકાર્થે વિષ્ણુ શું તે ? ૨૭

**મા૦**–જી, હા.

**રાજા**–( પાસે જઈને ) ઇન્દ્રનો અનુયાયી દુષ્યન્ત આપ બન્નેને પ્રણમે છે.

**મારીચ**–ચિરંજીવી હો ! બેટા ! પૃથ્વીનું પાલન કરજે !

**અદિતિ**–અજીત અતિરથી થજે, બેટા !

**શકુ૦**–પુત્રસહિત મ્હારી યે ચરણવન્દના સ્વીકારશો.

**મારીચ**–બેટા !

ઇન્દ્રશો તુજ આ ભર્ત્તા, જયન્તસમ પુત્ર આ;
શચીશી બનજે બેટા ! બીજી આશીષ યોગ્ય ના ! ૨૮

**અદિતિ**–ને મ્હારી લાડીલી ! મ્હારો યે આશીર્વાદ છે કે ત્હારા પતિની તું માનીતી થજે: ને આ ત્હારો પુત્ર પણ માતુલકુલનો ને પિતૃકુલનો ઉજાળણહાર થજો ! બેસો, બેટા !

( પ્રજાપતિની આગળ બધા બેસે છે. )

**મારીચ**–( એકકેકને બતાવીને )

ધન્યા શકુન્તલા સાધ્વી, બાલૂડું આ : અને ત્હમે;
શ્રદ્ધા, વિત્ત, વિધિ કેરી ત્રિપુટિશાં દીસો મ્હને. ૨૯

**રાજા**–ભગવાનનો અનુગ્રહ કેટલો મહાન્ ! કેવો અપૂર્વ એ અનુગ્રહ ? પહેલાં પૂર્યાં મનના મનોરથ અને પછી આપ્યાં દર્શન !

પ્હેલાં ઉગે પુષ્પ : પછી થતું ફળ,
પ્હેલાં થતાં વાદળ : તે પછી જળ;
આવી દીસે કારણ કાર્યની રીતિ :
પ્હેલાં જ સમ્પત્તિ તમ પ્રસાદથી ! ૩૦

**માતલિ**–વિધાતાઓનો અનુગ્રહ તો આ કહેવાય ! ફૂલ પછી ફળ તો બધે ય આવે !

**રાજા**–ભગવન્ ! આપની આ આજ્ઞાધારિણીને હું ગાંધર્વ વિધિથી પરણ્યો. કેટલાક સમય પછી તેના બન્ધુઓ તેને મ્હારી પાસે લાવ્યા. પણ મ્હારી સ્મૃતિ શિથિલ થઇ ગઈ હોવાથી, મ્હેં તેને નકારી. ને એ રીતે આપના સગોત્રી પૂજ્યપાદ કણ્વદેવનો મહાન્ અપરાધી બન્યો. પછી વળી, જ્યારે આ વીંટી મ્હેં જોઈ, ત્યારે પાછું આ કણ્વસુતાની સાથે લગ્ન કર્યાનું સાંભર્યું. પણ એ બધું ય, અત્યારે તો મ્હને સ્વપ્ન જેવું જ ભાસે છે.

સમક્ષ દીઠે ગજ ના જણાય,
ચાલ્યો જતાં સંશય કૈંક થાય;
થતી નિહાળી પગલાં પ્રતીતિ,
મ્હારા ય એવા મનના વિકારો ! ૩૧

**મારીચ**–બહુ થયું, બેટા ! નાહકનો ત્હારા આત્મા પર આળ કાં ચ્હડાવ ? એ તો ત્હને સંમોહ થયો હતો. સાંભળ બધું :

**રાજા**–ફરમાવીયે : હું એકાગ્ર છું.

**મારીચ**–જ્યારે અપ્સરાને ઓવારેથી, આ તરછોડાયેલી અને ખિન્ન શકુન્તલાને દાક્ષાયણી પાસે મેનકા લાવી, ત્યારે જ મ્હેં તો સમાધિથી જાણી લીધું હતું કે દુર્વાસાના શાપથી સંભ્રમ પામીને જ, રાજર્ષિએ પોતાની તપસ્વિની

સહધર્મચારિણીનો ત્યાગ કર્યો છે. અને એ સંભ્રમને આ મુદ્રિકાનાં દર્શને ટાળ્યો. તેમાં ત્હારો શો અપરાધ, બેટા ?

**રાજા**–( શ્વાસ લઇને ) ત્યારે તો હું આજથી લોકનિન્દાથી મુક્ત થયો !

**શકુ૦**–( સ્વગત ) એટલું યે મ્હારું સદ્ભાગ્ય કે આર્યપુત્રે મ્હારો અકારણ ત્યાગ નહોતો કર્યો. છતાં યે એ શાપનું સ્મરણ મ્હને કેમ નહિ થતું હોય, ભલા ?...હં...પણ, એ શાપ મળ્યો ત્યારે હું વિરહથી શૂન્યહૃદય હઇશ તો ? અને એટલે જ એ મ્હને નહિ સ્મરતો હોય તો ? ...હં...પણ હવે તો, બધું ય સ્હમજાય છે. એમને વીંટી બતાવવાનું પણ સખીઓએ તેથી જ કહ્યું હશે. !

**મારીચ**–( શકુન્તલાને )...ને બેટા ! એ તો હવે પત્યું ! ભૂતકાલને સ્મર્યે ય પાપ છે, બ્હેન ! ત્હારી વાંછના તો હવે ફળીને ? હવે ત્હારા પતિ પર રોષ ન કરતીઃ દીકરી ! જો સાંભળઃ—

શાપે નકારી તુજને સ્મૃતિભ્રષ્ટ નાથે,
લાધ્યે ફરી સ્મૃતિ, વસી તુજ નાથચિત્તેઃ
છાયા ઝીલે મલિન દર્પણ ના કદાપિ,
થાતાં વિશુદ્ધ પ્રતિબિમ્બ ઝીલે ત્વરાથી. ૩૨

**રાજા**–સત્ય છે, ભગવન્ !

**મારીચ**–ને, બેટા ! જેને ત્હેં હેતે અભિનન્દ્યો’તો તે આ શકુન્તલાનો પુત્ર છે. તેનો જાતકર્મસંસ્કાર અમ્હે વિધિપૂર્વક કર્યો છે.

**રાજા**–સાચ્ચી મ્હારી કુલવૃદ્ધિ એ જ છે, ભગવન્ !

**મારીચ**–અને નિશ્ચય માનજો, રાજન્ ! ભવિષ્યમાં એ ચક્રવર્તી થવાનો !

રથોની નિર્વિઘ્ન, સ્થિર ગતિ થકી, અપ્રતિરથી,
તરી સાતે સિન્ધુ દ્વિપસહિત એ ભૂમિ જીતશે;
અંહી સૌ જીવોને બલથી દમતો સર્વદમન,
ફરીથી કે’વાશે ભરત કરતો ભૂમિભરણઃ ૩૩

**રાજા**–ભગવાન્ મારીચે જેના પર સંસ્કાર કર્યા હોય તેમાં ઉણપ શી રહે ?

**અદિતિ**–ભગવન્ ! આ શકુન્તલાના મનના મનોરથ ફળ્યાની ખબર તેના પિતા કણ્વદેવને આપવા કોઇને પાઠવોને ?

પુત્રીવત્સલ મેનકા તો ફરતાં ફરતાં અંહી જ આવી ચ્હડી છે;

**શકુ૦**–( સ્વગત ) મ્હારો મનોરથ તો ભગવતીએ જ કહી દીધોઃ

**મારીચ**–પણ, એમને તો એમના તપપ્રભાવથી સહુ પ્રત્યક્ષજ છે.

**રાજા**–ત્યારે જ એ મુનિવરનો કોપ મ્હારા પર ન ઉતર્યો !

**મારીચ**–તો ય આ વધામણી તો એમને મોકલાવી જ દઇએઃ અલ્યા ! કોણ છે અંહી ?

**શિષ્ય**–( પ્રવેશ કરીને ) હૂં છું ભગવન્ !

**મારીચ**–ગાલવ ! હમણાં જ હું મહર્ષિ કણ્વની પાસે જાને ! ત્યાં જઇને મ્હારા વતી તેમને નિવેદજે કે, 'પુત્રવતી શકુન્તલાના શાપનો અન્ત આવ્યો છે. દુષ્યન્તને અભિજ્ઞાન થયું છે ને તેણે તેનો સ્વીકાર કર્યો છે.' જા, જોઉં, બાપ ! વ્હેલો થાઃ

**શિષ્ય**–જેવી ભગવાનની આજ્ઞાઃ ( જાય છે. )

**મારીચ**–ને બેટા ! તૂંયે હવે ત્હારી પત્ની અને પુત્રસહિત, ત્હારા મિત્ર ઇન્દ્રના રથમાં બેસીને, ત્હારી રાજ્યધાનીમાં જાઃ જા, બાપ ! મ્હારા આશીર્વાદ છે !

**રાજા**–જેવી આજ્ઞા, ભગવન્ !

**મારીચ**–પણ, બેટા ! હજી–હજી યે કૈંક માગી લેઃ ત્હારૂં હું શું શું પ્રિય કરૂં ?

**રાજા**–આથી ચ્હડિયાતું તે વળી, ભગવન્ ! બીજું કયું પ્રિય હોય ? તેમ છતાં ય ભગવન્ ! અનુગ્રહ કરવા ઇચ્છતા જ હો, તો આ કરોઃ—

પ્રવર્તજો લોકહિતાર્થ પાર્થિવ,
શાસ્ત્રજ્ઞ, જ્ઞાની, કવિકાજ ભારતી;
શંભુ, સ્વયંભૂ વળી સર્વ શક્તિમાન્,
મ્હને પુનર્જન્મથી મુક્તિ આપજો ! ૩૪

( સર્વે જાય છે. )

—સમાપ્ત—